# પ્રભાતનર્મદા

પતીલ





ઇકલેસરી સ્વાધ્યાય સંઘ

સુભાન વાડ : : : : અંકલેશ્વર

: કર્ત્તા અને પ્રકાશક :

**મગનલાલ ભૂધરભાઇ પટેલ**





આવૃત્તિ પહેલી

**કિંમત રૂપિયા [illegible] (સાફી)**









: મુદ્રક :

રમણલાલ નાનાલાલ શાહ : અશોક પ્રિન્ટરી-રાવપુરા-વડોદરા.

તા. ૨૧-૧૨-૪૦

# પ્રભાતનર્મદા

[ ચાર પ્રવાહમાં ]

પતીલ

હવે પછી :

- તરંગનિનાદ
- સ્મરણાવશેષ
- દુખિયારા દિલુખનો કરુણ કિસ્સો
- દીવાને પતીલ
- ધ્વનિતલહરી
- પતીલનાં કથા કાવ્યો

# દીબાચો

પ્રભાતનર્મદાનો મારો આજે પ્રગટ થાય છે તેટલો કે તેથી પણ વિશેષ દળદાર કવિતાસંગ્રહ બહાર પાડવાની મારી તૈયારી વરસો પહેલાંની હતી. પરંતુ એ જાતની તૈયારી આપણને બહુ ખપ લાગતી નથી. મારા પિતા સ્વ. ભૂધરભાઇ જયરામભાઈ પટેલ, જેઓ એક સમર્થ ખેડૂત હોવા ઉપરાંત કંઇક વહેપારી તરીકે પણ જાણીતા હતા, તેઓ તેમની હયાતીમાં જ પોતાનો વ્યાપારી અખતરો મારાં કાવ્યો ઉપર ઉતારીને નિશાળિયો મટી જાઉં તે પહેલાં ગ્રન્થારૂઢ કવિ તરીકેની નામના રળાવી શકયા હોત. અને એ પ્રસંગ ત્યારે બન્યો હોત, કે જ્યારે પૂર્વાલાપનો સ્વસ્થ, નીરોગી કવિ કલાપી તરફથી પોતાની પવિત્ર ફરજ બજાવી રહ્યાનો સંતોષ માણીને જિંદગીના છેલ્લા દિવસો ખેંચી રહ્યો હતો. એકલી, અનનુયાત વિદેહયાત્રા કરવાના કમનસીબથી બચી ગયેલા એ સહભાગી આત્માથી વિખુટા પડયાને બાર વરસ ઉપરનો સમય થઈ ગયો. તે દરમિયાન એવો પણ વખત હતો, કે જ્યારે આવાં બેત્રણ પુસ્તકો એકી સાથે બહાર પાડવાનું કાર્ય મને પેયગૃહોની માત્ર બેત્રણ મુલાકાત જેટલું જ ખરચાળ લાગ્યું હોત. પરંતુ ત્યારપછી અનેક અણધારી અથડામણોનો ભોગ બનવાનો વારો આવ્યો; અને કાવ્યો ભેગાં કરીને છપાવવાનું કર્તવ્ય આપણી સદ્ધર પ્રકાશન પેઢીઓનું જ હોઇ શકે, એવું સમાધાન સ્વીકારવાની ફરજ પડી.

સંજોગોને મારી મરજીઅનુસાર બનાવવાની વિજિગીષાથી પ્રેરાઇ, ખમી શકું તેથી વધારે મુશ્કેલીઓ અને વેઠનો સામનો કરતાં કાળ એટલો ઝડપબંધ વહી ગયો, કે મારો અદના ગણાતા ભાઇઓની યશસ્વી પુરસ્કૃતિઓની સ્પર્ધામાં ઉતરવાનો લાભ મારાથી મુદ્દલે ઉઠાવી શકાયો નથી. વળી જિંદગીને સગવડ આપી શકે એવા સરિયામ માર્ગથી પદચ્યુત થવાનું ભાવી મારે વખતો વખત વહોરવું પડયું છે.

મોડી મોડી પણ પુસ્તકાકારે પ્રગટ થતી મારી કૃતિઓ વધારે પડતી પકવતા કે અપકવતાના ગુણદોષવાળી હોવા છતાં મારે જ હાથે પેશ કરવાની દર્દભરી સ્થિતિમાં મુકાયેલો હોવાથી કેટલીક પ્રાસંગિક સ્પષ્ટતા કરવી આવશ્યક ગણું છું. તેમ કરતાં એક બે સાચી હકીકત છડેચોક જણાવવાની ફરજ પડે છે, તે માટે ગુજરાતનો સાહિત્યરસિક વર્ગ મને માફ કરે! મેં બહુ મોડું જાણ્યું, અને ખરેખર બહુ જ મોડું જાણ્યું કે ગુજરાતમાં પુસ્તકપ્રકાશનનો ધંધો બીજા સામાન્ય ધંધા જેટલો પણ આશાસ્પદ કે જવાબદાર

ધંધો ગણાતો નથી. પણ માત્ર એટલું જ જાણ્યું હોત તો તે બહુ આશ્ચર્ય-કારક ઘટના ન હતી. વેદોના ગૂઢાર્થ જેવું અગોચર અને આયિનામાં પડેલા પ્રતિબિંબ જેવું અલભ્ય જે નવું રહસ્ય મને લાધ્યું તે એ કે પુસ્તકવિક્રેતાની આવડત, લાગવગ કે કરામતથી જ પુસ્તકવિરંચી જનસમૂહમાં ઘુંટણિયા કાઢતો થઇ શકેઃ પણ તેટલું શીખવા માટે પણ તેણે પોતાને કે પારકે પગે હજારો કોશ સાગે ચાલીને તેને મુકામે આગળથી પહોંચવું જોઇએ. તેમ નહિ કર્યા બદલ મારી અશક્તિ, સુરતી કે બેદરકારીનું ફળ મેં લગભગ સંપૂર્ણપણે ચાખ્યું છે. અને તે માટે જ મારા આ સંગ્રહની સફળતા કે નિષ્ફળતાના ભાગીદાર બનાવી દેવાની બીકે, જેમના સંસર્ગનો લાભ મને સારી પેઠે મળ્યો છે એવા અનેક સાક્ષરમિત્રોમાંથી કોઇને પણ માથે પુરોવચન લખી આપવાનું સુદુષ્કર કામ નાંખવું હાલ પુરતું તો માંડી જ વાળું છું.

પ્રભાત નર્મદા કેવા સંજોગોમાં બહાર પડે છે તે એક જુદો જ કોયડો છે. પણ તેને ઉકેલવાનું આ સ્થાન નથી. મારે માટે એ એક અત્યંત નાજુક પ્રશ્ન હોવાથી મને તેમ કરતાં સખત આઘાત પહોંચે, એટલું જ નહિ પણ જે મિત્રોનો સાથ મારા આ સાહસ પાછળ રહ્યો છે તેમની સેવાના મૂલ્યાંકન પણ ઘટી જાય.

ગુજરાત પાસે વરસો થયાં જે મારૂં લેણું છે તેની તકેદારી કરવાનો ખોટો ભમત મેં કદી પણ વાપર્યો નથી; કારણ, કે દુનિયાના કોઈ પણ લેખક કે કવિને માટે અદ્યાપિ દુષ્પ્રાપ્ય રહેલો શબ્દ 'પતીલ' તેણે મને આપ્યો છે. તે સ્વીકાર્યા પછી પણ જો કંઇ માગવાનો અધિકાર મને રહેતો હોય તો તે એ જ, કે માત્ર પોકળ સહાનુભૂતિના શબ્દોથી છેતરાતો તે મને બચાવે.

સાહિત્યને ઉપસ્કરનું જ એક અંગ બનેલું જોવાના વરસો ઉપરના મારા સ્વપ્નને સિદ્ધ કરવાનું બળ ગુજરાતમાં છે જ; પણ તેને યોગ્ય દિશામાં વાળવાનું શીખવનાર બહુ થોડા છે. અને તેજ કારણે ચોતરફથી સાચા કવિમાનસની હિંસા થતી જોવામાં આવે છે.

મારા પુસ્તકમાં અહીં જે હું નોંધું છું તેને મારા એકલાની ફરિયાદ રખે કોઈ માને. લેખકોદ્વારા વ્યવસાય મેળવનાર સંસ્થાઓ, પુસ્તકવિક્રેતાઓ, મુદ્રકો તેમ જ સામયિકોના વ્યવસ્થાપકો કે તંત્રીઓ-લેખકો સાથે સંબંધ ધરાવનાર હરકોઇ પ્રાણીઓ,-પોતાની સેવાનો બદલો સુંદર સ્વરૂપમાં મેળવી શકે. પરંતુ તે માટે લેખકો સાથેનો વ્યવહાર નિર્મળ

બનાવવાનો વિશેષ સચોટ પ્રયાસ થવો આવશ્યક છે. લેખકના શ્રમની ઉપેક્ષા કરીને પોતાનાં પ્રકાશનો સસ્તાં કરવાનો લોભ રાખવો એ લેખકનું લોહી પીરસવા બરાબર છે. નિર્વાહ માટે ગમે ત્યાં ફાંફા મારીને કે ગમે તેનું વૈતરું કરીને ઉપાર્જન કરવાની અનિવાર્ય સ્થિતિમાંથી બચવામાં યત્કિંચિત્ પણ સાથ આપી શકે તેને જ સાહિત્યને નામે કમાવાનો અધિકાર હોઇ શકે. કલમબાજોના જીવલેણ હુન્નરની કસોટી કરવાનું સાચું પદ પણ તેમને જ ઘટે છે.

જાતે પ્રસ્તાવના લખવાનો મારો હેતુ લગભગ સધાઇ ચુકયો છે: એટલે બીજી ભળતી વાત ખાંજરે નાખી, તેમજ આભારદર્શનના શિષ્ટાચારને નિષ્પ્રયોજન ગણી, ક્ષણે ક્ષણે વિલાઇ જવાની પ્રતીક્ષા કરતા સ્વાવલંબી જીવનની અચલ પરાકાષ્ઠામાં, મારાં આ કાવ્યો પોતાની મર્યાદા તેમ જ ત્રુટીઓ સાથે સમયરૂપી સાપના ઉદરમાં ચર્વણ તરીકે લાંબો વખત પડી રહ્યા બાદ, ચાર પ્રવાહના તેના ચાર આંચળોદ્વારા વિશેષ નિર્દોષ સ્વરૂપે કવિતાના અભ્યાસીઓ તેમ જ ઉપાસકો માટે સ્વયમેવ પુરસ્કૃત થવા દઉં છું.

સુથાનવાડ, અંકલેશ્વર
જન્માષ્ટમી ૨૭ : ૮ : ૪૦

મગનલાલ ભૂધરભાઇ પટેલ

## અનુક્રમ

### [ પ્રવાહ પહેલો ]



### [ પ્રવાહ બીજો ]

[ પ્રવાહ ત્રીજો ]



[ પ્રવાહ ચોથો ]

# આપની ભલાઇ

: ગઝલ :

ઓ શાહ ! શું વખાણું હું ભલાઇ આપની ?
ઓછી નથી જે આલમે ગવાઈ આપની:
બગીચોમાં દરખ્તો તણા લેહઝાથી પવનના,
મુર્ગોની સદામાં રહી સુણાઇ આપની.
જ્યાં હોય છે તનહાઈ ત્યાં સગાઇ આપની;
જ્યાં હોય સભા ત્યાંય રોશનાઈ આપની:
જ્યાં હોય પ્રેમ ત્યાંય પેશવાઇ આપની,
જ્યાં હોય દર્દ ત્યાંય છે દવાઈ આપની !
નહિ કોપ રહ્યો કેર રહ્યો, કાળ રહ્યો ત્યાં,
જે દેશ પર હતી થઇ ચઢાઇ આપની.
રહી ફેલી આશકો મહીં વધાઇ આપની,
જે વખ્ત છાવણી અહીં નખાઈ આપની.
રંજોની રેલમાં રહ્યો તણાઈ હું ત્યારે
સામેથી જોઇ આવતી પનાઇ આપની !

ખાહિશ થઇ બદફેલી ઉપર જ્યાહરે મને,
        મેં કાનથી મારા સુણી મનાઈ આપની:
શી હોય ખોટ જ્યાંય છે સહાય આપની ?
        શી હોય ખતા જ્યાંય રહનુમાઇ આપની ?
જાઉં હું ભૂલી ઈલ્મ ને ઇલ્કાબ મહારા,
        આપેલી બક્ષિસો નહીં ભુલાઈ' આપની:
જે વખ્ત કોઇ માહરો ન આશના રહે,
        માગું હું વખ્ત તેહ આશનાઇ આપની.
દે છેહ મને કોઇ જો બતાવી મોહોબ્બત,
        તો છાતી સાથ છાતી આ દબાઇ' આપની:
સાધું યુવાની માંહીં હું ચકતાઇ આપની,
        કે હોય ના ઝયીફીમાં જુદાઇ આપની !
ઓ શાહ ! શું કરી શકું સનાઇ આપની ?
        છે મારી પતીલાઇ પતીલાઇ આપની.

# વિશ્વપ્રણેતા પ્રતિ

: શાર્દૂલવિક્રીડિત ખંડ :

ફોડી પત્થર પ્હાડના વચતણા
આવેલા વનમાંહીં નિર્દય ઘણા;
બૂરા જ્યાંય બનાવની હતી મણા
                ના ના રહેલી કશી
એવા જીવનમાં હશે કયમ વૃથા ગંગા સદાની વસી ? : ૧ :

થાકી જાતી છતાં પ્રવાસ કરતી,
જોતી ઓટ અનેક તેમ ભરતી;
પાછાં પાદ છતાં ય ના જ ધરતી,
ખોતી ન કેમે દિશા,
જોતાં જેહ વિશે સુખો દિવસ ને જોતી સુખો કૈં નિશા ! : ૨ :

શંકે હૈયું કરે સવાલ વસમા
છીપી છે શકી જેહની તરસ ના !
સાંખી તાપ ગયા ઘણા વરસના,
"ક્યાં એ કરે છે ગતિ ?"
આવે ત્યાંય જવાબ ભેદુ સહસા, "વિશ્વપ્રણેતા પ્રતિ !" : ૩ :

## કુકડાને

: માલભારિણી :

ઉડવા નહિ ઈચ્છતા હવામાં
કથ, છે કોણ સને તું પંખધારી !
વસનાર મનુષ્યના લતામાં
ઉપજીવી તણી વૃત્તિ આવકારી ? ૧

તનથી અતિ કૂકડા સુહાતા
નિરખીને રઢ જાય લાગી એવા.
નહિ કોણ હશે તને ચહાતા,
કરી સંપાદન તાહરી સુસેવા ? ૨

ઉઠતા રવિ ઊગતા પહેલાં,
મિત આહારથી અલ્પ નિંદ માણી,
શી વિધે, જગને વિષે વસેલા !
સ્થિતિને સૌમ્ય અરણ્યકોની જાણી ? ૩

નગરે વસનારના પડોશી,
સહુને સૂચવનાર એ સ્વકર્મ !
શિર પે કલગી સુભવ્ય ખોસી
વિસર્યા છે નહિ તેં ગૃહસ્થધર્મ. ૪

ધરી ગર્દનને લચી ઘમંડે
ભરનારા પદ યોગ્ય ગૌરવેથી,
કરતા નહિ દૃષ્ટિ ક્યાંય પંડે,
નિરખાતા ક્ષિતિપાલ શા બધેથી ! ૫

તન સોહતું તાહરું સદાય
સુમ જેવું સુરલોક વાટિકાના;
કરમાઇ જવા તણી કથાય
રહી છે જાણવી જેહને જરા ના. ૬

કવિતોચિત પ્રેરણા પ્રસાદે
સમજાતું નહિ તોય સૌમ્ય લાગે,
નિગદી શું રહ્યો નિગૂઢ નાદે
અમને એવું સદાય એક રાગે ? ૭

સુણી વેદવિદોની આર્ષવાણી
થતું જેવું ઉર પ્રાકૃત પ્રજાને,
થતું તેવું જુની છતાં અજાણી
અમને, સાંભળી તાહરી ગિરાને ! ૮

# વીણો ફૂલ વ્હાલાં,

: ભુજંગપ્રયાત :

વીણો ફૂલ વ્હાલાં, વીણો ફૂલ વ્હાલાં
હજી જ્યાં સુધી ખીલતું છે પ્રભાત;
વીણો ફૂલ સોહામણાં ને સુજાત,
વીણો ફૂલડાં ને રચો રમ્ય માલા. ૧

વીણો ફૂલ વ્હેલાં, વીણો ફૂલ-ઘેલાં,
રહ્યું છે ખીલી ભવ્ય ઉદ્યાન આજ
રહ્યું છે ખીલી તે તમારે જ કાજ:
વીણો ફૂલ તેથી ખીલેલાં ખીલેલાં. ૨

હતું નર્મદે કાવ્યમાં જેહ ગાયું
પ્રસારી રહ્યું કીર્ણ તે છે પ્રભાત,
હવે જાગતું થાય છે ગૂજરાત
ઘણા કાળથી જે સુતેલું ગણાયું. ૩

વીણો ફૂલડાં ફૂલ જેવા યુવાનો,
વીણો ફૂલડાં બાળકો ને કુમારી,
વયો જ્યાં સુધી જૂજવી છે તમારી.
તમારા સમો ખીલતો છે જમાનો ! ૪

વીણો ફૂલ વ્હેલાં, વીણો ફૂલ વ્હેલાં,
તમારે જ છે કારણે આ બગીચો;
કરી હાથ ઊંચો કરી હાથ નીચો
વીણો ફૂલ આ ને વીણો ફૂલ પેલાં. ૫

વીણો ફૂલ રાતાં, વીણો ફૂલ તાજાં,
તમે વીણતાં વીણતાં ગીત ગાજો;
તમે એ ફૂલોના સમાં સૌમ્ય થાજો;
સુખી સર્વ રીતે અને છેક સાજાં ! ૯

## નર્મદાને

: શાલિની—સ્રગ્ધરા :

લાંબા વસ્ત્રો વાળી ને બાહુ તેવા,
ઓ સ્વચ્છંદે સૃષ્ટિમાં રેલનારી !
ઉલ્લાસોથી, નાજ સામાન્ય એવા,
લાલિત્યોની દૃષ્ટિમાં ખેલનારી,
આપે આનંદ ઓછો નહિ જનદૃગને ઊર્મિની વેલ તારી. ૧

જોતાં તારા રૂપમાં મૂળ, માતા,
જે આ વિશ્વે ના વહે છે નકામી,
મારે હૈયે લેખ લાખો લખાતા;
જેમાં તારા મંત્રનો લાભ પામી,
ઊડે છે કલ્પનાના ખગ સમ મનડું મારું આકાશગામી. ૨

નિઃસત્યોમાં એ મહા સત્ય એક,
સત્કર્મોમાં જે સરેછે સહાય;
ધારી સત્તા માનુષીથી વિશેક,
રેવા ! ગીતો શાં તું હંમેશ ગાય,
જેનાં સાચાં રહસ્યો કઠણ સમજવાં લોકને સર્વ થાય ? ૩

ઓ જન્મેલી શૃંગ ઉત્તુંગમાંથી
જે ધારે છે દેવનું નામ ભવ્ય,
છે જે તારો નિત્યનો બાલ સાથી
તેને આથી શું બીજું હોય શ્રવ્ય,
સંસારે આ વધારે ? તુજ દિલની દયા એજ છે મારું દ્રવ્ય. ૪

હંમેશાની આપગા ઓ ઉદાર,
જે સંતાનો માનિતાં તાહરાં છે
તે દોડે છે શોધવા ના શિકાર;
તે હિંસાથી દૂર હંમેશ હા ! છેઃ
માથે જેને સુખોના સમુચય સરખી પ્રેમની મૂર્તિ મા છે. ૫

તારાં તીર્થો છે વધારે પવિત્ર,
ને તારું છે નામ ઓછું ન પ્યારૂંઃ
તું પોષે છે માહરાં દીન મિત્ર
છોડે છે જે ના તને સ્વાર્થ સારુ,
જેઓ સાચાં રહીને મુદમય કરતાં આંગણું રમ્ય તારૂં. ૬

ચારિત્ર્યોના કો મહા ગ્રન્થ જેવી,
રેવા, તારા નિત્ય અધ્યાય વાંચે
તેની વિશ્વે દુર્દશા હોય કેવી ?
તે અન્યાયો કેરી દાઝે ન આંચેઃ
સત્તા ધારે છતાં યે અપથ અનુસરી જે નમે નાજ લાંચે. ૭

ઓ દેખાવે ઉગ્ર ! તારે કિનારે
છે ઊભેલા સાધુઓના મઠો; તું
પોષે છે તે સર્વને એક પ્યારે
જેઓનું છે જ્ઞાન ચિંતાવિહોણું-
પ્યારી માટી તજીને નહિ પર દરિયે શોધતા જેહ સોનું ! ૮

તારે તીર્થે બાવળોનો બગીચો,
તો યે તેમાં વાસ છે ચંદનોની;
તારું હૈયું છે બનેલો ગલીચો
શય્યા કેરો નાશશાળી નરોની,
જેમાં નિદ્રસ્થ એવા શત શતથી વધુ રાખ છે પૂર્વજોની. ૯

આપે છે તું સ્વાસ્થ્ય જે કૈં અમોને
તે સર્વે છે તોલનાની બહાર;
છે તારાં જે આખરી તે સુખોને
આ સંસારે છે ખરે જાણનાર !
માતા મારા સમાની, અમ પિતૃજનનાં પ્રેત ઉદ્ધારનાર. ૧૦

પ્રવૃત્તિના નિત્ય પંથે અમારા
જ્યાં માયાનાં થાય છે યુદ્ધ ઘોર,
ત્યાં તું આપી બાહ્ય સદ્બોધ તારા
સાચી કીર્તિ કારણે કિંતુ દોર :
હૈયે હૈયે ઘવાતું સમય–સમરમાં ને બને આત્મ ચોર. ૧૧

પ્રેરી સાચું અંતરે માનુષત્વ
વૈરીઓથી તું અમારા બચાવ;
લેવા જેઓ માન સાથે મહત્વ
છે ઊભેલા સાધીને સખ્ત દાવ :
સંગ્રામે સ્વાર્થ કેરા, જગમહીં પડતો ના મને એક ઘાવ. ૧૨

રેવા ! મારી અલ્પ છે જિંદગી આ
ને કાર્યોનું માહરાં છે ન માપ;
ના સાફલ્યો સ્હેલ છે આ સદીમાં
દેતા જ્યારે મિત્રને મિત્ર થાપ :
એવા માર્ગો કદાપી નહિ અનુસરવા યોગ્ય સામર્થ્ય આપ. ૧૩

દીવા માંહિં જેમ મોહી પતંગ
ખોવા માટે થાય છે લુબ્ધપ્રાણ,
તેવી રીતે હુંય ધારી ઉમંગ
ભેટું મારા મૃત્યુને, ઓ સુજાણ !
હોઉં જો દૂર સાચી ફરજ થકી હું, તો તેહની પાસ આણ. ૧૪

રેવા ! તારાં પુણ્યવૃત્તો થકી તેં,
છે કીધેલાં કૈંકને ભાગ્યશાળી;
રેવા ! તારાં વારિ પાસે વસીને
કૈંકે તૃષ્ણાની તૃષા તીવ્ર ટાળી !
ને સાચું સૃષ્ટિમાં આ જીવન જીવી ગયાં જે સદાચાર પાળી. ૧૫

પ્રેમી, યોગી, જ્ઞાની પંડિત કોઇ
તારા જેવો જાણતા ના વિવેક;
હૈયા માંહેંથી અહંભાવ ખોઈ,
તારા જેવો રાખતા ના જ ટેક,
મૂર્તિ જેવી બનેલી પ્રિય કુદરતની કામમાં લીન એક ! ૧૬

પામી છે તું જન્મ સાથે મહત્તા,
છે ના તારા પાર સામર્થ્ય કેરો;
ચર્ણે ચર્ણે વાધતી તારી સત્તા,
રેલે વારિ તેમ થાતો ઉમેરો,
એવું જો હોય મારૂં નસીબ, નથીજ તો વ્યર્થ સંસાર ફેરો. ૧૭

યામે યામે થાઉં છું નિત્ય જીર્ણ,
પાદે પાદે જાઉં છું મૃત્યુ પાસે,
શબ્દે શબ્દે ખોઉં છું શ્વાસ કીર્ણ,
ને જીવું છું જીવવાની જ આશે—
સમૃદ્ધિની અરે ઓ સરણી, તું જ થયું મારું તેવું ન થશે. ૧૮

મારે ખોવા છે દિનો જૂજ માત્ર
ને ખોવાઈ થાવું છેલ્લે ખલાસ,
આ માયાના ખેલમાં અલ્પ પાત્ર !
ને જાવું છે જ્યાં નહીં છે ઉજાશ;
બેઠો છે ઉગ્ર ધારી સ્વરુપ સળગતું જ્યાં ય રાજા 'વિનાશ.' ૧૯

રેવા ! તોયે તેં મને પુત્ર કીધો
એ છે ઓછો ના જ આભાર કાંઇ:
સાચો તારો હોય મેં પ્યાર પીધો
નિર્વેદોમાં તો રહું શે નહાઇ ?
ચૂકું કોઇ સ્થળે ના—મુજ કવન બને વિશ્વ કેરી નવાઇ ! ૨૦

બાંધ્યા સ્થંભો, કોતરાવી કમાનો
કે સૂતા છે મ્હેલમાં આરસોના,
મૂકે પૂંઠે દ્રવ્ય કેવો ખજાનો
ને એવા કૈં ચિહ્ન આબાદીઓનાં,
સ્થાયી તેથી વધારે, અહીં તુજ કરુણા, ખ્યાતિ માણું નરોમાં! ૨૧

## કેસૂડાં

: પ્રહર્ષિણી :

યોગીના દલસમ ઓ વિરાજનારાં
પાસેના સ્થળ રમણીય માંહીં કોઇ,
કોણે ના, વદન નિહાળીને તમારાં,
આહ્લાદે વિપળ વિમર્શ માંહીં ખોઇ ?

રસ્તામાં પ્રણયીજનોની આવજાના,
સંધ્યાના સુમધુર રંગ શાં દિગંતે
સંદર્શો અબુધ, હિરણ્મય પ્રજાનાં
સોહંતા તમ લલિતાનના વસંતે

રાખીને સુમુખ ઉંચાં નિહાળનારાં,
કોની છે તલબ રહી દિલે તમારે ?
બાળો છો તન કયમ આતપે તમારાં ?
દુઃખી છો હૃદય મહીં કયા વિચારે ?

કોડીલા મરણતણા, જરા કહેશો,
છે કોણે તમ સહ આદરી ઠગાઈ ?
શી રીતે પ્રિયજન કેરી ભેટ લેશો
પોતાના રુધિર મહીંજ હા ! નહાઇ ?

આપીને ગરદન માચડે વસેલાં,
નીચોવી નિજ વપુ સર્વ નાખનારાં,
જાણે શું અમ સમ મૂઢ સૌખ્ય ઘેલાં ?
શાં શાં રુદન રહ્યાં ઉરે તમારાં !

# ગુલમોરના ઝાડ ઉપર

: કસીદા :

લાલ આંસુ લોહીનાં ખંખેરનાર
થાય છે તું પ્રેમમાં કોના ખુવાર?
કો ગયું ચાલી દગો દઇને તને,
આપી બક્ષિસ હિજ્રની, બતલાવી પ્યાર ?

ના દીઠી મેં તારી આગદ મંદિરે—
શે કર્યું તનહાઇનું તપ ઇખ્તિયાર ?

ગર્ક છે શા ગમ મહીં જાણું ન તે:
બેકસીથી છે કશી તું બેકરાર ?

લાલ, ચેવલ આવતી કો કન્યકા
જોઈ તુજને લાગતી કરવા વિચાર :–

" કંકુ છાંટીને લખી કંકોતરી ?
લાલ ગજરામાં થયો શૌહર સવાર ? "

ખંડ લીલો લાલ ફૂલેથી ભર્યો
નાખનારી તન ઉપર, ભોળી લગાર

ગાલ રાતા વાળી કો બોલી બીજી :–
" છે પડ્યું કો પંખી આ થઇને શિકાર ?"

તંબૂમાં તાંબૂલ કેરા રંગના
હાર પર લાગી રહી દીવાની હાર ?

પાંજરા માંહેથી લીલા વાંસના
ચંચુઓ સો કીરની નીકળી બહાર !

તીડ રાતાં પ્રેમમાં પાગલ બની
કાચ ભૂરા પર કરે છે જાંનિસાર,

દોડી આવી દૂરથી બત્તી તરફ
બેહયાથી છેક થઇને બેવકાર ?

અંગ તારું ખૂનથી તરબોળ છે,
તીર વાગ્યાં સામટાં જ્યાં સદહજાર :

કોની સાથે જંગ ખેલાયો હતો ?
સાથ કો થાવું પડ્યું રણમાં પસાર ?

છે વહોરી કીર્તિ કે વોર્યાં કલંક ?
　　મેળવ્યો જય, ખાધી યા, અફસોસ ! હાર ?
શું શકું સમજી બીના હું તાહરી ?
　　શો શકું આપી તને હું બોધ, યાર ?
છે ગઈ ખરચાઈ મારી જિંદ સૌ
　　ખાઈને કિસ્મત તણો બિસ્યાર માર
છું થયો પેદા હું આલમ માંહીં તે
　　છે રહ્યા વરસી સિતમ જ્યાં બેશુમાર;
જિંદગીની પાયમાલી મેં કરી
　　પ્રેમના પરકારમાં રમતાં જુગાર !
ના મળ્યું પૂછનાર કો મારી ખબર,
　　ના મળ્યું દરકારનું કો રાખનાર;
જે સહ્યું, જે ભોગવ્યું મેં ફક્ત તે
　　જાણું હું ને જાણતો મુજ કર્દગાર.
ખુબ હતો મેળાવડામાં ખુશમિજાજ
　　એકલો રોતો પડી તે ઝાર ઝાર :
છે ઘણા દરમાન તનના રોગના,
　　દર્દે દિલની ક્યાંય થાતી સારવાર ?
શું કહું હેવાલ મારા હાલનો
　　પાસ તારી, પીર ઓ પરહેઝગાર ?
હોય કહેવાનું રહ્યું જો કૈં તને,
　　તો રહ્યા છે હર્ફ બે, ઓ હોશિયાર !
કોઈ બેગાના સમો માગે પતીલ
　　આપજે ભોળો ન તેને આવકાર !

# લાગેલી રઢ

કોને કહું હું મારા મન કેરી વાત,
    મન કેરી વાત જેહ મનમાં રહી ?
જોયું મેં જિંદગીનું પ્હેલું પ્રભાત,
    ત્યારની લાગેલ રઢ છે ત્યાં રહી.
બાજ બની મારે ન ઊડવું હતું,
ફક્ત માહરે પતંગિયું થવું હતું !

મારે હતું ન થવું બાગબાન વા,
    થવું બાગબાન વા;
પાનાર વૃક્ષ, રોપનાર છોડવા
    એક એકથી સવા:
મારે ન કોઇ પુષ્પ ચુંટવું હતું,
ભૃંગ બની કુંજ કુંજ ગુંજવું હતું !

રાસ લઈ હાથમાં કે સાંગ સજીને,
    હાંકવા હતા ન પશુ તેમ માહરે;
સ્થાન લઇ આગળે, હોકાર કરીને,
    એક વાર ઊતરી જવા જ આખરે.
બેસી વ્હેલમાં ન માહરે જવું હતું:
ચાલીને પગે મુકામ પ્હોંચવું હતું !

થાવા કિસાન હોંશ ના હતી મને.
    હોંશ ના હતી મને:

લેવા ઉતારી તમા તેમ પાકને,
ફળો, શીંગ શાકને,
લીલા પલાશ મહીં પેસવું હતું
એકલું મ્હારે ત્યાંય બેસવું હતું !

કોને કહું હું વાત મન કેરી ગૂઢ,
મન કેરી વાત જેહ મનમાં રહી ?
માને જણાવતાં સહુય મને મૂઢ,
રાખી વિશ્વાસ કોઈ સાંભળે નહી.
શિષ્ય કે ગુરુ ન કોઈના થવું હતું,
કામ એવું મારે સ્વીકારવું હતું !

રાખીને પાંખ સાથ પ્રેયસીની પાંખ,
પ્રેયસીની પાંખ !
જોવા અદીઠ કલ્પના પ્રદેશ લાખ.
રોપી આંખ મહીં આંખ.
ક્રીડીઓમાં કલાન્ત નિત્ય નાચવું હતું,
પ્રેમ વિના ના કશું ય યાચવું હતું !

## ઉગતા પ્રભાતમાં ખેડૂતનાં દર્શન

: ગઝલ :

છે આવી રહી મંદ મંદ બાદ શહરની,
બહલાવતી સુગંધ દિલપસંદ શજરની.

પ્રભાત નર્મદા

કિરણોની જાળમાં ઉભો દિવસનો શહેનશાહ,
અદૃશ્ય થઇ આભમાં કટાર કમરની.

મેં જાણી હતી ઋણ નહીં, રાત્રીએ ગઇ,
પ્રિયાની પ્રાર્થના મહીં દરકાર વગરની !

ગુમાવી ઓથ ખેશીઓની, વાલિદોની હુંફ
મેં જિંદગી ગુજારી રોજગાર વગરની.

મેહફિલમાં જવાને મને છે આજનું ઈજન—
છે કોને ખબર હાય ! વલે મારી શરરની ?

ઊભો રહે, ઊભો રહે, કુદરતના પૂજારી !
દરકાર મને છે નહીં, ઝરદારના ઝરની.

બતલાવ આનું તારી મોહોબતનું મને તું;
કે આશ હવે વ્યર્થ છે દુનિયાની કદરની !

ફરતો હતો હું એકલો, પતીલ ! સ્થળે આ
તલાશ મહીં તુજ સમા કો એહલે હુનરની.

## ફૂલ વેચનારી

દ્રુતવિલંબિત

ફૂલની છાબડી કેડ પરે ધરી નીકળી ઘેરથી માલણ દીકરી
થતી પસાર ગૃહેથી ઘરાકના નિયમને અનુસાર પ્રભાતના;
શ્રમ ઉવેખતી શુષ્ક સફાઇનઃ સમીપ તે જતી ના હતી આચિનાઃ
હતી સ્વભાવતણી બહુ એ તીખી, કૃપણ કારિગરી કંઇ ના શીખી.

સમયના શણગારથી શોભતી વગર આવડતે વધુ ઓપતી,
હતી જણાતી ન ફારગ તે જરા પગ ઉપાડતી આતુર, આકરા !
મૃદુલ ભાર કરે નિજ ફેંકતી હૃદય કૈંક હતી હણુતી જતી !
નહિ નિહાળતી પાછળ તેહની, ખબર રાખતી કાંઇ ન દેહની,
તનમનાટ ભર્યા સુતનુ તને અસર અલ્પ હતી કરી યૌવને,
લીધી હતી તકલીફ ન જાણુવાં શું હતું તેહનું એહું હવે થવા,
સમજી જે શકતી નહિ લોકના મુરખતામય વાક્ય વિનોદના!

—

# પાંગરતું યૌવન

: હરિણી :

[ સોનેટ ]

કરુણ સ્વનું ઘેરૂં ઘેરૂં હતી ગીત ગાતી તે
કુટિર–કુસુમો ભેગા તેના કરે કરતી જતી,
નિજ કુટિલતા કેરાં દૃશ્યો સળાષ્પ નિહાળતી
દીસતી હતી તે દેવી જેવી; હતી સુરખાતી તે
અરુણકરના કુળા સ્પર્શે સહસ્ર નવી રીતે !
અતિ પરિહતા ભૃંગો કેરી કતાર વડે થતી
ધરતી પર ના ઝાઝી વેળા પગો નિજ રોપતી,
ફરતી હતી તે રોપે રોપે ફૂલો પર ધાતી તે.
નિરખી દૂરથી મેં તે બાલા છતાં નિરખી બધી,
પ્રવહણ યુવા કેરૂં જાણે !. નિહાળી બહુ છતાં
નહિ નહિ રહ્યો સાચી રીતે નિહાળી હું તેહને;
હરિણનયના વેલી જેવી હતી ગઇ જે વધી,
સુખમય મીઠાં સ્વપ્નાં જેવાં વહી વરસો જતાં,
લઈ મનસુબો આવ્યો તેનો, ભુલી મુજ દેહને!

# ચણોઠી

ગાથા ]                                        છંદ : ઇંદ્રવજ્રા
                                                   વસંતતિલક

એ કોણ પેલી
મદથી ભરેલી
    પીગાળતી પથિકનું મન થાંકી નેને ?
રક્તાંગી રામા
રતી રંગ કામા
    ના બાધતી કદી વિષાદની છાંય જેને !–૧

સોત્કંઠ જોતી
હસતી નપોતી !
    ના ભૂમિની ઉપરથી બહુ હાય ઊંચી;
કોણે નિહાળી
રમણી રૂપાળી
    જો ના ગઈ હૃદયમાં સહસાજ ખુંચી ?–૨

શો ઘાટ એનો,
ચળકાટ એનો !
    બક્ષ્યા ગુણો કુદરતે બળવાન કેવા ?
સદ્‌ભાગ્ય ખોળે,
સુખને હીંડોળે
    કોણે દીઠી, ઉર નહીં લલચાયું લેવા ?–૩

મેં જોઇ કાંટે
જન કેરી હાટે
જ્યાં તું હતી રમતી રોજ સુવર્ણ સંગ:
ના કોઈ કાળે
પણ આ ઉછાળે
મારો હતો તુજ પરે ઉલટયો ઉમંગ !–૪

## ગામડાનું યશોગાન

તરાણુ

મામે તે વસાવ્યું જ્યારે શે'ર, બાપે વસાવ્યું મારું ગામડું:
શા રે કરૂં તહારા વખાણ ? કોને તે લાગે ન પ્યારું ગામડું ?
એવો મુજને પડયો આજે જોગ,
સાંભરી આવ્યું તું તેથી સામટું;
નથી મુજને ગમતું મોસાળ,—ક્યાંય છે વતન મારું ગામડું ?
જનોનો સ્નેહ,
સ્વજનો વસે છે મારાં સ્વર્ગમાં:
ઓ રે મારા ઓળખીતા યાર, મુજને બતાવો મારું ગામડું. ૧
નથી મારે જોઈતી રે વે'લ, ઘોડલે ચઢીને નથી આવવું;
લેતા જાઓ મુજને સંઘાત—જોવાને આવું હું મારું ગામડું !
મન બહુ માહરૂં મુંઝાય
ભીડ ના હૈયાની મારા ભાંગતી;
કોઇ નહિ કોઇને ચહાય, એવું તે હતું ન મારું ગામડું !
ઝાઝો મને સ્નેહીઓનો શોખ,
શે'રના સોબતીઓ સાચા નહિ,
પોલી તે પડોશીઓની પ્રીત; તેથી સાંભર્યું મારું ગામડું ! ૨

ઘેર લૂંટે ફેરીયાની ફોજ, હાટે લૂંટે છે અમને વાણિયો;
રાજીઓ લૂંટે છે અમને રોજ, જ્યારથી ખોયું મેં મારું ગામડું !
માગતાં તે મળતી ન ભીખ,
    શોધતાં મજૂરી નહિ સાંપડે;
ચાલતાં તે મળતી લડાઇ, સુખમાં સુનારૂં મારૂં ગામડું !
લઇ મુજને જાઓ મારા યાર,
    જ્યાંય છે લાખેણું મારૂં ગામડું:
બતાવો, બતાવો એક વાર પારણું સોનાનું મારૂં ગામડું ! ૩

## મારી બાળકીને

: રોળાવૃત્ત

ઓ બહુ વ્હાલી મને, કેમકે વયે ન્હાની,
વ્હાલી વધારે વળી, વ્હાલી કયમકે તુજ બાની;
મને અંગની ગમે તાઝગી તારી મધૂરી,
ગમે વળી બહુ તેમ મીઠી તારી મગરૂરી.

રહ્યો ચાહી હું તને સૌમ્ય સદ્ગુણને લીધે
રહ્યો ચાહી વધુ તેથી તને કુદરતને કીધે:
જે દર્શાવી કાંઇ રહ્યો છું હું કારણથી
જણાવાતું વધુ સ્પષ્ટ તેહથી એમ જ મનથી.

આસાયશ લાગતી જેટલી મુજને પ્યારી;
ઓછી નહીં લાગતી પજવણી તેથી તારી;
કામ કેરી છે મને યદપિ પરવા નહિ થોડી,
કામ કાજ તેથી ના શકું તુજને તરછોડી.

જ્યાંય રોજી છે જવા ત્યાંય દિલ મારૂં તલપે,
શકું છોડી નહીં જગા પરંતુ જ્યાં તું જલપે:
રાખી મુખ લાચાર તરફ઼ ઓ મારા જોતી,
હોય મને સુખ કેમ હોય તું જ્યારે રોતી ?

છે તારી અભિલાષ બેસવા કાજ ઉછંગે
તો સુખથી તું આવ, લઉં હું તને ઉમંગે;
રહે જેહથી માત તહારી મુજ પર રાજી
અને મ્હેર વળી રહે જેથી કુદરતની તાજી !

# રઘા ભગતે પકવેલી જુવાર

: મંદાક્રાન્તા :

લીલી જારે મસ કણસલાં જોઈને નીકળેલાં,
ઊડી આંખે વળગી પડતાં. ભાર વાળાં, ફુલેલાં,
રોક્યો માળે ભગતજી રઘે હે--હિયાં હાંકવાને
પૂરો દાણો ફરી મણ અઢી આપવાનો રખાને.

બોજો માથે કંઈક હળવો એમ તેનો થયેથી,
આસ્થાળુ તે કણબી વસવા ઘેર લાગ્યો સુખેથી;
કીધો જોવા નહિ મનસુબો પાડીને પોંક ચાખી,
એવી ભક્તિ ઉપર મમતા તે રહ્યો રોજ રાખી !

ટોચે તેડયાં સ્વજન સઘળાં પાસ દૂરે વસેલાં,
આવ્યાં બીજાં પણ વળી ઘણાં સાગવાં તેહ ભેળાં;
છૈયાંઓની નિજ અવરના છાવણી ત્યાં નખાવી,
ને બાધા તે સહુયની કને રોટલાની રખાવી !

ખાધું પોતે ત્યમ ખપી જવા દીધું પાસે પરાયા,
તેમાંથી જે બચત હતું તે ખાધું ઢોરે હરાયા;
ભાંગી સાંઠા, કરડી કરડી પાડીને તેહ ઠૂંચા
વાળ્યા સેંડા ઉપર ઢગલા હાથ બે હાથ ઊંચા.

હોકારા બે ફુરસદ લીધી પાડવાની ન કોકે,
ઠૂંઠે ઠૂંઠે ખગ ફરી વળ્યાં જે નસાડેલ લોકે.
અંગેઠીની ઉપરથી ખસી ના શકે છોરું એકે,
જે આવે તે મુજબ મરજી સોડિયું તેહ શેકે !

પાડોશીનું પણ ખુલી ગયું ભાગ્યનું લેખું જાણે
ના પોતાનું કશું પણ હતું તેહ જે ઘેર આણે.
કીધા સૌએ નિજ નિજ ગુના રાખવા કોલ છાના,
ને લ્હાવાઓ લળીલળી લીધા મિષ્ટ, મોંઘી મઝાના !

આવી જ્યારે લણણી, ભગતે કીધું ત્યારે પ્રયાણ
ગાડા સાથે કડ કડ થતા જ્યાં વળ્યો એહ ઘાણ.
લોહી ઠંડું પડી ગયું રગે મોહનિદ્રાલહેરે,
પૃથ્વી કેરી ઉપર પડતા જે બન્યા બેર બેરે !

લાગી કામે હતી ભગતને ખેતરે વીસ ફાંટો,
ગાડા કેરો નહિ થઇ શક્યો તે છતાં એક આંટો;
નાખી ઠૂંઠાં દમ વગરના બેમલની ખળીમાં,
આવ્યા ચાલી ભગતજી રઘા એકલા ઘેર ધીમા !

છૂંદાવ્યાં જે દિવસ કણુસાં ને લીધો પાક કાઢી
આવ્યા તે દિ' સહુ ભગતને શોધતા,-સાદ પાડી.
તોલીને પાંચ મણ, ચુકવી વીસ દીધા મજૂરો
માગી ઊભો મણ અઢી રખો ત્યાંય, પોંચેલ પૂરો.

લાંબે હાથે નિજ હક લીધો ખેખલા ખેમલાએ,
પા પા લેઇ મણ વળી ગયા પારવાળા બીજા બે;
બાકીમાંથી પરબિયણની કાઢતાં પોશ ચાર
જોખી જોતાં રહી ભગતના ભાગમાં શેર બાર !

# ગોમતીનું ગીત

: બાયણાં

કાલે સ્હવારે મારા પડોશીની છોડી
ગીતો સુખે સ્વૈર જોડી
મેં ગાતી સાંભળી. ૧

જો કે બહુ જ તે વરસ તણી છે ટાંચી
ચોપડીઓ નથી વાંચી
હજી જેણે હાલની. ૨

મારા બાળકની માતાને પૂછ્યું મેં જ્યારે
ગાયું શું એહણે, ત્યારે
કહ્યું તેણે "બાયણાં." ૩

લાગ્યાં મને તે એવાં મીઠાં મુજ કાને,
લીધાં ઉતારી મેં પાને
ફરી ફરી વાંચવાઃ— ૪

"મારા તે બાપે" એમ કહી તે બોલી,
" મોટી વખારો ખોલી
મેવા ને મીઠાઈની. ૫

"દાન કરવું નહીં સોદાગરને છાજે;
એક નહીં અમ કાજે
આણી ચીજ ચાખવા. ૬

"પેદા કર્યું બહુ તેણે અને બહુ ખોયું,
મારી સામે નહીં જોયું
કે મારૂં શું થયું ! ૭

"મારા વાડામાં વાવી મેં સુંદર વેલી
કેવી થશે એહ ફેલી
તે કોને જાણ છે ? ૮

"મારાથી મોટા ભાઈ મ્હારે બે છે,
એક વેપાર કરે છે
ને બીજો નોકરી. ૯

"નાનો હતો તે ચાલી ગયો બહુ વ્હેલો
મારી માતાથી પહેલો,
પીલાતો રોગથી. ૧૦

"રેવા તીરે છે એહ સિંચાઇ તેની
વાત કરી મેં જેની—
મારા નાના ભાઈની ૧૧

"છે નહીં જેને જાણવું કે નહીં જોવું,
રોષ થકી મુખ લ્હોવું
માતા તણા સાવકી. ૧૨

"બોલતી જે બહુ પાડી મુખેથી ધાંટો
સ્નેહ તણો નથી છાંટો
હૈયામાં જેહના. ૧૩

" મારા હૈયામાં વાવેલી અમૃતવેલી
ઊગી નહીં. નહીં ફૈલી
જેના કૂડા શાપથી." ૧૪

એવું તે બોલી મારા પડોશીની છોડી
ગાતી મુખે ગીત જોડી,
કુમારિકા ગોમતી. ૧૫

# ખુબસૂરતીનું મરણ

[ દર્જ ]

તવક્કુફ કર, મુસાફર ઓ ! જગાએ આ જરા ખુર્રમ્
જગાએ આ જરા ખુર્રમ્–જગાએ આ જરા ગમગીં:
અહીં છે એક સૂતેલી હતી બેગમ થવાની જે
કરાવીને કબર તેની, નીચે ગુલ્મોરના ગુચ્છો !
સ્હવારે ખુશનુમા ખોલી હતી તેણે નયન તેની
પહેલી વાર દુનિયામાં પરીરૂપે થઇ પેદા.
અગર જો હોત તે જીવી જીવી ગઇ તેટલું જ્યાદે,
સિવાયે શાહ કે સુલ્તાં હતો ખાવિંદ ના તેનો.
ન બાઝી ઈશ્કની તેણે હતી જોયેલ રંગારંગ;
વલેકિન્ આપી તાલીમો ગઇ બાઝીગરોને તે.
મુલાકાતે ઘણા લોકો ગયા આ ગોરની આવી
વલીઓ, ગાઝીઓ, ગનીઓ, શહીદો ને સૂફીઓ પણ:
ખલેલો ખ્વાબમાં તેની કરી શકતું નહીં કોઇ,
નમાઝો કે નિસાસાના અવાજો તે ન સાંભળતી.

નહીં ખખડાટ ખળીઓના, સરોદો સૌમ્ય બુલબુલના
પડે છે તેહને કાને, સુતેલી ખાક-ખાલીને.
' મહારા હાથને માટે થશે ખુનરેઝીઓ ખાલી '
ગઇ પી જામ મૃત્યુનું કરી એવી તસવ્વુર તે !

## હો લાલ

: રાસ :

વહેતાં જ્યાં ય ઝરણુ વગડામાં,
જળથી નીતર્યાં, હો લાલ !
તમે છો ત્યાં ફર્યાં હો લાલ :

લીધા છે લ્હાવ નિરખવાના
વળી તેમ પતંગિયાં હો લાલ,
ઉડતા આગિયા, હો લાલ !

હતી નાખી નિજ રાતે દેહ
દિને ઘણુ જ્યાં ચર્યાં, હો લાલ,
વનકુસુમો ખર્યાં, હો લાલ.

કર્યું તારલિયાના ટોળામાં
મન વસવા જઈ, હો લાલ,
તારલિયા થઇ હો લાલ.

સુણ્યાં પંખી કેરાં ગાનો,
પુર્યાં વિણુ પાંજરે, હો લાલ,
સવારે, સાંજરે, હો લાલ.

કર્યાં કાપેલાં દાતણુ હાથતણાં,
હોંસે હસી હો લાલ,
આંગણુયે વસી હો લાલ:

હતા કરતા સહુ જ્યારે હાસ
મળીને વૃંદમાં, હો લાલ,
નિજ નિજ છંદમાં હો લાલ,

તમે બેસી એકલડા ત્યારે
માત્ર વિચારતા, હો લાલ,
ને મન વારતા હો લાલ !

રહ્યા છો શું નિરખી, રોપી
નયન મુજ નેનમાં હો લાલ,
અરધાં ઘેનમાં હો લાલ ?

હસી ચંદ્રિકા રહી છે ત્યાંય,
જુઓ જઈ બારીએ, હો લાલ,
આભ અટારીએ હો લાલ !

## ચંદ્રમાને

: વસંતતિલકા :

બાએ હતો બહુ મને તુજને બતાવ્યો
લાંબો કરી કર; અને રડતો રીઝાવ્યો:
ભૂલું હું કેમ ઋણ, ચાંદલિયા ! તહારૂં,
જેણે ઉજાળ્યું હતું નમ્ર શિશુત્વ મારૂં ? 1

ત્યારે હતો નયનને પ્રિય, ચંદ્ર ! જેવો
તું લાગતો હૃદયને મુજ આજ તેવો.
વાતો મીઠી યદપિ છે ન રહેલ બાની,
તારી સ્મૃતિ મહીં થતી સ્મૃતિ તેની છાની. ૨

વ્યોમે તને નિરખતો હું શશાંક, જ્યારે
જાતું ભરાઈ હરખે મુજ હૈયું ત્યારે;
ને યાદ બાલપણ આવતું મારું આખું
ના અલ્પ ગૌરવ ઉરે મુજ જેહ રાખું ! ૩

જેના હતા હૃદયમાં મુજ કોડ જાગ્યા
તેનાં મળ્યા ફળ મને પ્રભુ પાસ માગ્યાં:
છું જે શકયો કંઈક પ્રાપ્ત કરી યુવામાં
તે લક્ષણો મુજ જણાયલ પારણામાં ? ૪

# ગૂમ થયેલી ગુલાબ

: પ્રમાણિકા:

સમી કૃપાણ શોભતી
પ્રચંડ સેજ પાથરી
અગાઢ રેવ, ત્યાં હતી
જણાતી એક ટેકરી. ૧

તમે નથી નિહાળ્યું એ
અમારું સ્થાન શોકનું ?
ન કોઈ વાર ભાળ્યું એ
સ્મશાન હિંદુ લોકનું ? ૨

અહીં કરાળ કોતરો,
પણે મીઠી લીલોતરી:
વિનોદનો મીઠો ઝરો
જતો વિષાદમાં સરી ! ૩

" મસાણની રસાળતા
તમે ઘણી અનુભવી;
છતાંય કોઈ વારતા
ન ત્યાંયની કહી, કવિ." ૪

સુણી સ્વકર્ણ એહવું
મને ગુલાબ સાંભરી:
કથા હું તેહની કવું
પ્રયત્ન પ્રાસના કરી. ૫

નજીક પેલી ટેકરી,
મરાલ પેર મ્હાલતી
હતી ગુલાબ કુંવરી
પિતાની ગાય ચારતી. ૬

શું શોક તે ન જાણતી
હજી સમેણુ ચારની,
ન પાપને પિછાનતી
દશાથી દૂર પ્યારની! ૭

ઉછેરી એહને હતી
વિનમ્ર ગોપ વાલદે,
બધીય વત્સ સંપતિ!
રહેલ ચાંપવા હૃદે. ૮

અને હતી જ તેથી એ
બહુજ લાડલી બની;
હતી પછાડી વેદીએ
ન જેહને વિવાહની. ૯

હતું કુટુંબ એ ભલું
રહેતું સ્વાશ્રયે પડી,
બધાંથી દૂર, એકલું,
વસાવી અલ્પ ઝૂંપડી. ૧૦

ગુલાબમાત એક દિ’
હતી ગઈ શહેરમાં
સુશાંત ઊતરી નદી
કંઈક તેહ કામમાં. ૧૧

રબારી બેસી આંગણે
હતો મહોરી ભાગતો,
કંઈક ગૂઢ કારણે
વિમર્શ માંહી જે હતો. ૧૨

હતી ઋતુ તુષારની
દિનો તણી ઉતાવળા:
ગયેલ ડૂબી ક્યારની
પ્રતાપરશ્મિની કળા. ૧૩

વદ્યો પિતા ગુલાબને
“ન આવી તારી મા શકી,
હતી શહેર માંહીં જે
કદી ન આટલું ટકી. ૧૪

“હું જા’શ તેહ ભારમાં,
તું ભે કશો ન રાખતી:
હશે જ ઘાટથી જુના
અવશ્ય એહ આવતી.” ૧૫

ઉચારી એમ, તેહનું
અધૂરું કામ નાંખતો
મહોરી ભાગવા તણું
થયો રબારી ચાલતો. ૧૬

હવે પ્રવર્તી ત્યાં નિશા,
થઈ વિનષ્ટ લાલિમા;
સમસ્ત ગૈ ગળી દિશા
મહા કઠોર કાલિમા. ૧૭

થયો કલાક એક, ને
ગયો બીજો ય ત્યાં વહી;
છતાં ગૃહે રબારીને
ન કોઈ આવ્યું—કો નહી!૧૮

થયું ઉરે ગુલાબને
‘રચી હું રાખું તાપણી
નિમંત્રી માત તાતને
શકું હું જેહના ભણી’ ૧૯

જણાયું દૂર તેહને
કંઈક ચેતતું વળીઃ
‘લઈ હું આવું એહને’
કહી ગુલાબ નીકળી. ૨૦

ઉતાવળી; ઉછાગમાં
અહીં તહીં ભમી ઘણું:
હતું ન કોઈ બાગમાં
નિશાન દેવતા તણું. ૨૧

ઉંચે નીચે અહીં તહીં
ભ્રમંત કૃષ્ણસાર શી,
ન જાણતી જતી કયંહીં.
વિમાર્ગ વિભ્રમે વસી. ૨૨

ગયેલ રેલનો હતો;
ઘણો જ કાંપ ત્યાં ઠર્યો;
સહુય માર્ગ રોકતો
રીતે વિચિત્ર વિસ્તર્યો. ૨૩

સમી અરણ્યદેવતા
રહી ત્યંહાંય એ સરી
પ્રમાદ ને પવિત્રતા
તણો સુયોગ સંઘરી. ૨૪

છ વાર ટેકરી તણી
નજીકમાંથી એ ખસી
અને છ વાર તે ભણી
ફરીથી પાછી એ ધસી. ૨૫

હમેશ ગાય લેઈને
જતી જયંહાંય ચારવા
સુધી રહી ન તેહને
ત્યંહાંયથી નિવર્તવા ? ૨૬

વધી ગુલાબ આગળે,
ન જોતી પૂંઠ ફેરવી;
ન ખેદ તેહને સળે
ન કોઈ ભીતી યા નવી. ૨૭

અદૃશ્ય એમ એ થતી
ગઈ ગુલાબ કુંવરી,
હવે હતી ન વાગતી
પગોની જેહ ઝાંઝરી ! ૨૮

પરંતુ ક્યાંય એ હતી,
ક'યા પ્રદેશમાં વસી !
રહ્યો યદા ક્ષપાપતિ
વિશાળ વ્યોમમાં હસી? ૨૯

+ +

અનેક શોધ આદરી
રબારી ને રબારણે;
પરંતુ આવી ના ફરી
ગુલાબ તેહ બારણે. ૩૦

ઘણાક પૂછતા મને,
"ગુલાબ રેવમાં ગઈ ?
શું વા હશે ગુલાબને
ભુલાવળો ગયાં લઇ ?" ૩૧

+ +

જડે મને જવાબ ના-
શકું શું તેમને કહી ?
હતી ગુલાબ કલ્પના,
ન કલ્પના વિષે રહી ! ૩૨

## પ્હો ફાટતાં

: વનવેલી :

જો સખી, સ્હવાર થયું–કેવું સુંદર સ્હવાર !
જોનારને હૈયે મીઠી પ્રસન્નતા લાવનાર;
જણાય છે આકાશની મહીં ઉષા સુંદરીનાં
ઉદયશિખર ભણી પગલાં કુંકુમભીનાં.
ખંખેરીને તન તારું સત્વર તું ઊઠ, વ્હાલી !
વિરલ ઘટિકા આવી સહેજમાં જશે ચાલી.
વ્યતીત તેં કરી હતી વ્યસનમાં વિભાવરી,
કોમળ હસ્તોમાં તારા દઇ મને કેદ કરી !
તેથી પ્રાપ્ત થયેલી આ સુસ્તીને તું હવે છોડ,
કુંવર પ્રસવવાના સેવતી હૃદયે કોડ !
અહીં બારી મહીંથી દેખાય છે દેખાવ જેહ
કેવો હૃદયંગમ, છે કેવો સૌમ્ય અહો ! એહ ?

અસીમ આનંદ કેરું ટાણું આવું અવનવું
એકલો હું, કહે વ્હાલી, કેમ કરી અનુભવું ?
ભગવાન સહસ્રમયૂખ તણી સ્વારી હજી
ક્ષિતિજની બહારના પ્રદેશો છે રહી ભજી;
પ્રકૃતિ સસ્મિત જેને ઊભી છે વધાવી લેવા;
દાણવતી અભિનવ ભાવો કરણીય એવા;
પટકૂળોમાંથી પટકૂળો કાઢી રંગ રંગ
પ્રતિ મુહૂર્ત નવી જણાતી, મોડતી સુઅંગ,
કરતી અનેક લાસ્ય દીસે સ્વમતાનુસાર;
જાણે જોગમાયા કેરો હોય નહિ અવતાર !

ધુમસથી ઢંકાયેલા દીસે વૃક્ષ જોવા જેવા,
દૂર થકી દેખાય છે માત્ર સોય જેવી રેવા.
ફીકા તારા કોઈ કોઈ તન તણું તેજ ખોઈ
પતન પામેલ જન પેર છે રહેલ જોઈ.
ગૃહિણીઓ ગર્વ ભરી તળાવેથી પાછી ફરી
મદનકળશ મનહર તન પર ધરી,
પારણામાં સૂતેલાં બાળક જાગવાના ભેથી
ભરતી ચરણ અધિકતર ઉતાવળેથી.

સાંભળ્યો તેં આશાભર્યો કુકડાતણો ઉચ્ચાર ?
પેલો અભ્રખંડમાંથી સૂર્ય નીકળ્યો બહાર.
પાણી છાંટનાર આવ્યો સહકારી પીપ જોડી;
પાડોશીની પ્રમદાએ વાછરડી તેહ છોડી.
ઘંટીતણો ઘોર અને હુંકૃત મુશલતણો
સારી ભૂખવાળાને લાગતો કર્ણપ્રિય ઘણો.
તેલ પીનારો મિથ્યા રુદનનો કાઢે સાદ,
શ્રીમંતોનું સોનું છુંદવા બેસી ગયો કલાદ.

મુસાફર મહેમાન નાખતો પ્રભાત ફેરી
વફાદાર સારમેયે લીધી પૂંઠ તેહ કેરી;
મીઠે ઉભારે છે રહી ઉબરી જમીન હરી
પવન ફોરમ લાવ્યો બગીચાઓ મહીં ફરી.
પાડતો લીસોટા જતો સાંથરકું લઇ હારિ
ઘેરા તેના અવાજમાં ભળી એની ડચકારી.

પગતણી પગથીઓ દેખાય છે હવે સ્પષ્ટ,
એકાએક થઇ ગયું જટિલ તિમિર નષ્ટ!
વિશિખ સુવર્ણ તણાં પૃથ્વી પર રહ્યાં છૂટી,
અજ્ઞાનતણા અધીશ ઉલૂકની આંખ ફૂટી.
ફફડતી પાંખો કામી કપોતયુગલ તણી,
કરી રહ્યો નાચ મ્હેણે મયૂર પ્રમત્ત બની.
ચિંચારવ ચકલીઓ તણો થઇ ગયો શરૂ,
મુખમંજનના અવાજથી ગાજી રહ્યું પરૂં.
પાંજરામાં પુરાયેલો શુકવર પરતંત્ર
માગી રહ્યો છે ખાવાનું ઉચ્ચારીને વેદમંત્ર!
સ્વપ્ને મહીં સુખી હતાં જનો જેહ હતભાગી
નિસાસો મુકીને ભારે તેમણે શયન ત્યાગી.
અનુરાગી જનો રહ્યાં ટપાલની રાહ જોઈ,
અજમાવી જોનારાં નસીબ વળી તેમ કોઈ!
પાંસાં ફેરવીને જેણે કાઢી હતી રાત બધી
વ્યાધિયુક્ત જનની વેદના શતગુણ વધી;
ઓછું હતું દર્દ ઉપચારો પહેલાં અનીષ્ટ
દુઃખી જિંદગીથી તેને લાગતું મરણ મિષ્ટ.
પરપુરુષને સેવી થયેલી જે હતી સુખી
સંતાપ પામતી તે છે બેઠી હવે અધોમુખી.

અસધવાને ઊઠવું લાગતું દુરસ્ત નહીં,
ભળવાને જગતના કઠોર ઉત્સાહ મહીં.
રમતને લીધે થઈ શક્યો ન તૈયાર છાત્ર
કોણ સમજે સ્થિતિ તે બીચારાની દયા પાત્ર ?
કામવાળા કારિગરો મલકાતા મીઠું હસી,
બિનરોજગારી લોક લાચારીમાં રહ્યા વસી.
ખુમારીના ખોફ મહીં જુવાનોને જોઈ જતા
ઘરડાંઓ પોતાના ગયેલા દિનો સંભારતા !

## નામે ભોંયું કરી જાઉં

[ તર્જ ]

કે' તો તારે નામે ભોંયું કરી જાઉં,
પછી ના વે'પારે કે ચાકરી જાઉં !
નહિ રાખ વે'મ, કરૂં કહે તેમ, આપે જો તું પ્રેમ;
દઈ કોલ ના હું કદી ફરી જાઉં :
પૂછું નહિ ક્યાંય રહ્યું છે જવાઈ, ઝહે તું બાં'ય,—
હાથે તારે ડૂબું હું કે તરી જાઉં :
રમે જો તું હોડ, સોંપું તને તોડ, એવા મને કોડ;
જાણે તારે માટે, વ્હાલી ! મરી જાઉં :
નહિ રાજ પાટ
તણો તલસાટ;
માણું સુદ રોજ
રહી 'પતલો' જ :
ખરે પાન તેવી રીતે ખરી જાઉં !

# સદ્ભાવના

:શાર્દૂલવિક્રીડિત:

ના મારે તુજ ભેટ, બક્ષિસ ન વા તારી કૃપા જોઇએ,
છું એવો નહિ રંક કે અવરની મારે દયા જોઇએ !

આવ્યો છું લઇ નગ્દ હાથ કરવા સોદો મને ભાવતો,
થા મારી, જન આ નિખાલસ તણી જો ચાહના જોઇએ.

જો તું દાન કરે મને, ભગવતી ! દે દાન હૈયાતણું–
હૈયું સાફ પરંતુ કાચ સરખું તે હોવું હા ! જોઇએ;

જેમાં જોઇ શકું મુહબ્બત તણી તસ્વીર ફેંકાયલી;
રાજા, ચોર લિયે હરી નહીં નહીં એવી મતા જોઇએ.

આપે તો ગુજરાન આપ મુજને, મારી લઇ ખાતરી,
થોડા આપ દિનો વળી સુખતણા–ના વાસના જોઇએ !

તે મારી નથી માગણી તુજ કને સંકોચ જેનો તને
ઝાઝું જો તુજ પાસ હોય નહિ તો સદ્ભાવના જોઇએ !

# યાર શી ફર્યાદ કરે?

યાર શી ફર્યાદ કરે? ક્યાંય જઈ સાદ કરે?
આહ ને નાલાની મહીં ઉમ્રને બરબાદ કરે!

જંપ દિવસમાં ન જરા, રૈન નહીં શાદ કરે;
નેન ઝરે બુંદ તેમ જેમ જફા યાદ કરે!

શું કર્યું જાનાન! હાય! જે નહીં જલ્લાદ કરે!
તાહરા પતીલને જ ખ્યાલમાંથી બાદ કરે?

# બંધ કમાડ કને

: વસંતતિલકા

ઓ ક્યાં સુધી હજીય ના ખુલશે કમાડો
તે તો કહો–કહી શકાય નહીં બીજું તોઃ
ઝૂરી રહ્યો હું તમ કારણ રાત દહાડો,
આવ્યો ન યાદ ઘટિકાર્ધ કદી ય હું તો!

લાખો નકાર થકી છે મુજને નવાઝયો
તેમાં નકાર વધુ એક ભલે ઉમેરોઃ
આવેલ શોધી તમને દિલ માંહીં દાઝયો
દેશો થવા નહિ હવે નિજ વ્યર્થ ફેરો.

છે કયાં સુધી કરવી ખોટી હજી ય હા-ના
રસ્તે જનાર જન પેઠ ગણી લઇને ?
કાઢી અનેક ઉપજાવી અયોગ્ય બ્હાના
સેવો નીરાંત નહિ કોલ મીઠો દઇને.

શી રીત આ સિતમ હાય! શકાય સાંખી ?
જ્યાં કેર યાર જનનો, ફરિયાદ કોને ?
પૂછી રહ્યા ખબર છો દુનિયાની આખી,—
જાણ્યાં છતાંય નથી ઓળખવું અમોને !

જાતાં છુપાઇ પગલાં સુણીને મ્હારા
આવેલ જે યુગયુગો તણી ઓળખાણે;
જન્મેલ કાલ જ ગયા થઈ તે તમારા,
ને બંધ દર્શન રહ્યા મુજ એકલાને !

આપ્યો અનેક જનને સહવાસ મીઠો,
નાખી નિવારી જડ રંક તણી બુભુક્ષા
દેખાડયું સ્વર્ગ; ઘરનો ન ખુણો ય દીઠો
છે તેહ કારણ અનાદર ને જુગુપ્સા.

બીમાર છો સખત કામથી ફાયદાના,
બીમાર છું હું તમ બેહદ બેદિલીથી:
મારી મુસીબત લગાર હિસાબમાં ના;
જાણી મુસીબત તમારી ફરી ફરીથી !

કાઢી શકાય કયમ દોષ કદી તમારો ?
ના જોડ જેહ જડતી સરખાપણાની:
ચૂકયો હું આપી નિજ જાન, ગુનો મ્હારો,
દૃષ્ટિ કદી કરી તમે-થઈ મ્હેરબાની !

રસ્તો બીજો હજી ય શો મુજને બતાવો ?
ચાહું હું માર્ગ કરવા તમ હૈયું ભેદી:
મારા સમા બની મને પડખે વસાવો
જાણું હું સાર્થક થયો મુજ જન્મ તે દિ.’

# સૌંદર્ય જય ગાન

: લાવણી :

થવા દો પ્રેમ તણી સાથે મીઠી ખુબસૂરતીનો મેળાપ,
પરોવી હાથ મહીં નિજ હાથ, ફરે બંને વિસરી સંતાપ :

જુએ આંખોથી જગત સમસ્ત
અચંબા માંહી થયેલી ગર્ક;
ચઢે ચાકે ચિત સંશય ગ્રસ્ત,
હજારો કરતાં તર્ક વિતર્ક:

નિહાળે વાર વાર સહુ યાર, નયનની તોય ન તૃપ્તિ થાય:
થયેલા વિમર્શમાં ગરકાવ જનોની આંગળીઓ કરડાય !

વખાણો હોય વચનમાં જેહ
તેથી છે ચૂપપણામાં જાદ;
જેહને હોય જેહવી લેહ
મુજબ તે કરે તેહને યાદ:

જવાતી ભૂલી વાત સહુ અન્ય, જાય છે વહી વખતનદ જેમ:
જવાતો ભૂલી કદી નહિ પ્રેમ, જવાતો ભૂલી કદી નહિ પ્રેમ !

રહેતી સૃષ્ટિ જેથી સહુ કાળ
ખીલતી પાંગરતી શુભ પેર,
કાઢતી ડાળ મહીંથી ડાળ
ફેલતી આપી અખુટ ઉછેર:

સમય સામે કરતી પડકાર, શોભતી સાથે વિધ વિધ પુણ્ય,
જતી ના ખપી જોખમો માંહ્ય અને ના થતી વળી જે શૂન્ય:

સુહાગણ સદાયની સોહાય,
અંબરો ધરી અવનવા અંગ;
જેહની કીર્તિ કદી ન વિલાય,
જેહનો ઘટતો નહિ જ ઉમંગ:

ઉતરતો નહિ જેહનો હેઠ શિરેથી કદી તાજગી તાજ,
બળેથી દ્વિગુણ દ્વિગુણ એ રાજ! ઉજવીએ તેનો ઉત્સવ આજ.

ક્યાં કરતી સુંદરતા વાસ ?
શકાતું પ્હોંચી તેહને કેમ ?
જવું છે સુગમ એહની પાસ,
હોય જો દીપ હાથમાં પ્રેમ:

વિષમ–સમ જતાં સફળ તે તરી શોધતાં જેહ તેહની સોડ,
મળે છે યોગ્ય સમય અનુસાર હોય જેહને જેહના કોડ!

બને સૌંદર્ય સ્નેહની છાંય,
જાણવો પછી કશો નિર્વેદ ?
ગ્રહીને એક બીજાંની બાંય,
કરે જો એક બીજાંને કેદ ?

મીઠા સૌંદર્ય તણી સાથે પ્રણયને દો કરવા રસ–ગોષ્ટ,
મેળવી શ્વાસ સાથ નિજ શ્વાસ, મેળવી ઓષ્ટ સાથ નિજ ઓષ્ટ!

# ઉઘડતી બહારમાં

: ગઝલ

લહેર ખુશબો ભરી બાદે સબાની આવી
ખબર સહી તણી તે સાથ સબાની આવી.
ઉઠો ઉઠો ઓ આશકો ! વધાવી લો હર્ષે,
તમારે આંગણે બહાર દીવાની આવીઃ
લીલા લિબાસ મહીં લાલ ગાલની મા'શૂક
ન ફકત માહરી, પરંતુ બધાની આવી,
કયહીં સુધી હજીય આપણે જુદા રહેવું !
છે જ્યારે પાસ પળો એક થવાની આવી ?
શિકાર પ્રેમ તણો ના હૃદય પછી કરશે,
ઝયીફી આવશે જ, જેમ જુવાની આવી.
નગરથી આપના પતીલ, ઈકલેસર જેવા,
અમારી પાસ નહીં કોઈ નિશાની આવી !

# યુવાની

:સ્રગ્ધર

(૧)

વેગે આવી વહેતી
સુરસરિ સરખી
'મૃત્યુ' આકાશમાંથી;
પુણ્યોને પ્રાણ દેતી,
ફળદ્રુપ કરતી
કલ્પનાને ત્વરાથીઃ

(૨)

સ્વચ્છંદે ખેલનારી
તરલ ગતિ ભરી
જિંદગીના પ્રદેશે,
ઊભી સાન્નિધ્ય મારી
નિરખી સ્મિત કરી
મેં યુવા બાલવેષે !

( ૩ )

હું કે ન યાચું
મદ વદ, વનિતા,
તારું આશ્લેશમાન?
હું કે ન રાચું,
બલ મદ ભરિતા
વાસનાને વિતાન?

( ૪ )

મારું ધૈર્ય માપી
યદિ શકતી જ હો
તો વૃથા પ્રશ્ન એ છે:
ાને સદ્ય કાપી
સમુહ અશુભનો
યોગ્યતા તું વિષે છે.

( ૫ )

શૃંગારે સજ્જ પૂરી,
શુભ સમય ગણું
તેં દીધું દર્શ,' દેવિ;
એકે રીતે અધૂરી,
અલબત ન અણું,
પૂર્ણના પદ્ય જેવી:

( ૬ )

તારો યોગી થઇને
ભટકું ભવ વિષે,
યાચી આદેશ તારા;
પામું સિદ્ધિને તે
જવર જર ન કસે,
જો ફળે તર્ક મારા!

# અમ ઘેર પધારશો પ્રવાસી

: માલભારિણી–પુષ્પિતાગ્રા :

અમ ઘેર પધારશો પ્રવાસી,
તમ આતિથ્ય અમે કરીશું હેતે,
ચરણે ધરી, દૂરના નિવાસી,
જુજ સામગ્રી અમારી હોય જે તે;
સુમન સમય છે અહીં સદાય,
સુમન–મધુ નહીં જ્યાં ખુટે કદાય. ૧

સુણવા અમ સ્નેહ-ગાન આવો,
વચનોથી તમને વધાવી લેશું;
અમને કરતા કૃતાર્થ જાણો,
તમ મૈત્રી ન જવા ભુંસાઇ દેશું:
હૃદય 'હૃદય' જ્યાં સુધી રહેશે
પ્રણય તણો ભર ત્યાં સુધી રહેશે. 2

ઉજળાં અમ આર્ય મંદિરોમાં
અજવાળાં સ્મિતનાં હજી થવા દો;
રસના અનુરાગી આ ઉરોમાં
રસની રેલ હજી ય જામવા દો.
સદન અમ સ્વપાદથી સુહાવો,
સદન વળી અમ સ્વર્ગ શાં બનાવો. 3

પગલાં તમ પુણ્ય આંહીં ધારો
સુખ કેરી અમ વૃદ્ધિ જેથી થાય;
અમ ઘેર કરી કૃપા પધારો,
ઉપતાપો અમ સર્વથા સમાય,
પ્રવચન મૃદુ પ્રેરવા પ્રકામ
સદય સુહાગી, કરો અહીં વિરામ. 4

ઉતરો અમ ઘેર આવી આજ
અમ પાસે રહ્યું હોય તે ધરીશું;
અમને તમ દો બનાવી રાજ,
તમ કાજે બનતું બધું કરીશું;
સ્ફુટ સુખન થકી ન જેહ થાશે
અનુભવથી સહુ સ્પષ્ટ તે જણાશે, 5

# યુવતી અને અરીસો

: ભ્રમરાવલી :

[સૉનેટ]

હતી અન્યની તે મુજ આગળ આવી હસી,
તનુસૌષ્ઠવને નિજ ન્યાય થવા ચહતી;
નિજ દેહલતાં તણું મૂલ્ય મને પૂછતી,
વણ ઓઝલઃ અંજન આંખડી માંહીં ઘસી,

કરી ભાલ સું કુંકુમ, કેશકલાપ કસી,
સજી અંગ સમગ્ર સુખી શણગાર વતી,
ઉલટી હતી જેહ ઉરે સ્મરની ભરતીઃ
મુજ પાસથી તે સહસા ન ગઈ જ ખસી.

અહ! કેમ કરી કથવી જ કલંક કથા?
ઘર અંતરમાં મુજ કાયમનું કરવા
સહ વેપથુ તે મુજને વદી વેલ વડી :—
"નર દિવ્ય! મહારી મટાડ મનોજવ્યથા."

કહ્યું મેં "ગુણઘેલી, તું આવી હતી છળવા
મુજને; પણ જા લઈ આ તુજ શોકલડી!"

# બંદા બનવાની

: ગઝલ :

રાખે સનમ તુજ ઘર મહીં આપી મહીનો જો મને,
ના મોહ મનસબનો અગર જાગીરદારીનો મને:

## પ્રભાત નર્મદા

લે નામ મારૂં તાહરી ઉમ્મીદવારીમાં લખી,
જાઉં ન, બોલાવે ભલે સુલતાન સરહદનો મને.

આવું તરફ હું તાહરી દોડી પવન વેગે, પ્રિયા,
જો મોકલે બોલાવવાનો એક સંદેશો મને.

છે ના અગર મુજને ખબર, ક્યાં યારની મંઝિલ ખડી,
જે લાવશે સંદેશ તે બતલાવશે રસ્તો મને!

ડર હોય દુશ્મનનો ઘણો યા ખોફ જ્યારે પ્રાણનો,
દેશે બચાવી તે વખત તારી દુઆ મરતો મને!

બેસી બીજાથી એકલો જોયું વિચારી વાર વારઃ
તુજ ચાહના જેવો બીજો મળતો નથી ધંધો મને.

ઝાઝી નથી મુજ માગણી તુજ પાસ, ઓ પરદાનશીં;
ખુલ્લો બતાવી તાહરો પળવાર દે ચેહરો મને.

ઝિંદા થતો જેના વડે હું પામી પામીને હલાક
ખુરકો ઉઠાવી તાહરો તું માર તે તીરો મને!

જાવું નથી સરકારમાં ઇન્સાફ માટે આપણે,
દઉં તાહરો હિસ્સો તને, દે માહરો હિસ્સો મને.

માગું છું આજે, દિલબરી, હું પાસ તારી તે ફરી
જે માગવામાં થઈ ગયાં વરસો તણાં વરસો મને.

જાઉં ભુલી તુજને છતાં એવો નથી હું બેવફૂફ;
તું આપ તારો પ્યાર, અથવા આપ તું ગુસ્સો મને!

નહિ સાંભળી શું તેં કદા છે જે 'પતલિયા'ની સદા?
બન મારી તું બેગમ બનાવી તાહરો બંદો મને!

# નયનનર્તન

: દ્રુતવિલંબિત :

સભય સુંદર અંગ મરોડતી
સપુલકા હતી ઊભી ગૃહાંગણે,
નયનથી નયનો નિજ જોડતી
સહૃદયનાં વશવર્તી, સુટાંકણે :
કનકકંજ સમી કમનીય તે
ગમી ગઈ સહસા મુજ હીય તે. ૧

પથિક ત્યાં વિધિ-પ્રેષિત હું હતો,
શિર પરે લઈ દારિદ્ર સામટાં
જગત માંહીથી મારગ કાપતો,
જટિલ જાળવતો મનની મતા :
નહિ મને હતી આજીવિકા મળી,
પણ મળી મુજને સ્મરની કળી ! ૨

નયનનર્તન તેહ નિહાળવા
તક હતી મળી એહ અચાનક;
હૃદયની ભૂખ તેહની ભાગવા
થઈ પડયો હુંજ ભક્ષ્ય ભયાનક :
નહિ જ મેં બચવા બળ આદર્યું,
સહજ વિસ્મરણ સ્થિતિનું કર્યું. ૩

સુકૃતિના સમુદાય સમોવડી
હતી સજાયલ સ્વચ્છ નિરામયે;
વખત વાપરીને વિધિએ ઘડી,
સમજતી નહિ શોકનું નામ એ !

સુતર સાગર માંહીં હિલોલતી,
સુખ સમીરણથી મુખ મોડતી ૪

અજબ નાવ પડી નજરે મુજ,
વિકળ વાદળ હેઠ વિનોદનાં;
મધુર છાવરતો વદનાંબુજ
રવિ નવો દઇ દાન મયૂખનાં :
થયું મને પણ કે ત્યહીં જાઉં હું,
તરું, ડુબું અથવાજ તણાઉં હું ! ૫

મન થકી ગણું મારી હું તેહને,
તહીં મને પણ એ પડ્યું માનવું,
હ્રદય આપી ચુકી હતી તે મને;
સ્વર વિના હતું જે સમજાવવું :
જડ બની વચનેંદ્રિય જ્યાં રહે,
અભણ આંખ કથા સહુ ત્યાં કહે! ૬

# પ્રેમ હોરી

: તર્જ :

ખેલવાની હોંશ પ્રેમ હોરી,
કોને નહીં ખેલવાની હોંશ પ્રેમ હોરી ?

દૃગ પિચકારી હ્રદય પર મારી
સુંદર અનંગ રંગ બોરી;
હોટ મુકી પકડા પકડી તણી
થાકે ન શ્યામ ન ગોરી.......કોને નહીં૦

ગારી નઠારી નધાધુર દે નહીં,
તે જનને, સખિ મોરી,
છે તન ભાન ગયો ભૂલી જે જન
પતલી કમર પર તોરી.......કોને નહીં૦

## અમારા તરફ

: ગઝલ :

જ્યારે આવો છો જાના! અમારા તરફ,
બધા જોઈ રહે છે તમારા તરફ:

અચંબામાં થતી ગર્ક આખી સભા
આવકારે ઊઠે આવનારા તરફ:

ધ્યાન આપી જોયું છે તમે કોઈવાર
મસ્ત આંખોના મીઠા ઇશારા તરફ?

ખરી છે જે સ્તુતિ તે મૂંગી છે સ્તુતિ;
ભરોસો ના મને બોલનારા તરફ:

રાહ એક જ છે અને એક જ છે
જવા માટે પ્રીતિના મિનારા તરફ.

નહિ જુઓ પતીલ બીચારા તરફ,—
જુઓ તેના હૈયાના ઘસારા તરફ!

# નિર્વાસન

: છંદ પૃથ્વી :

અયિ, પરમ ગર્વિણી! પથ પ્રમાદનો તાણતી, (૧)
મૃદુલને રખે મારતી!
પ્રકોપ થકી કારમા પ્રલયયામિનીના સમી,
સહુયને રહી જે દમી!
જતી વધતી વેગમાં, વ્યથિત લોકના દેશમાં,
સમજતી કશો ક્લેશ ના;
ન જોતી, અફ્સોસ ! હા ! ગરીબ તે બિચારાં ભણી
રહી તું જેહને છે હણી—
અવાક કુસુમો મીઠાં, વિરલ ભાવથી વિસ્તર્યાં,
વિદય વૈમનસ્યે ભર્યાં !

કરી મુખ ઉંચાં રહ્યાં, અમર આશને સેવતાં, (૨)
અસુખ આકરાં વેઠતાં,
ઘટે ન અવધીરણા થવી અયોગ્ય આવી અરે !
પ્રણત આત્મની તે ખરે;
અનેક ઉપચાર યોજી અનુરંજવા યોગ્ય આ
સરલ સેવકો તાહરા
પીસાઇ જવ શાં જતાં પ્રખર ઘંટિચક્રે અહીં
દુઃખ તણી દિવાલો મહીં:
ન માર્ગ જયંહી છે રહ્યો અબુધને જવાનો બચી—
અહ ! શી મોહમાયા મચી ?

નિષાદ ! જરી નમ્ર થાઃ કર નિરોધ કાર્પણ્યનો; (૩)
કમકમી ભર્યા દૈન્યનો;
અપક્ષ, અસહાયને જીવન કેરી સન્ધ્યા સમે
નહિ નઠોર ગુસ્સો ગમે.
ન ઓછી અભિલાષ છે વધતણી અમારા તને,
પ્રહરવા અમ પ્રાણને,
તથાપિ પરિતુષ્ટ થા અમ પરે તું ઘાતાં ધસી,
મધુર મુક્ત હાસ્યે હસી,
પ્રયોજન અમારું જેથી અહીં જીવવાનું ફળે,
પતન કેરી છેલ્લી પળે !

# દિરમ સદ હજાર આપે

: ગઝલ :

સાક઼ મને જેહ મને આવકાર આપે,
એક કામ આપી અનેક કાર આપે,

દિલ મહીં તેના કરું આરામગાહ મારી
દિલ તણો જે મિત્ર મને કારભાર આપે !

સાંભળે તે સ્વસ્થ થઈને ગરૂર-ઘેલાં,
વાયદાઓ માત્ર જેહ બેશુમાર આપે :—

તે ન થશે કયારે ય જે ન થયું આજે;
આપશે ખિઝાં ન કદી જે બહાર આપે.

છે ન જિગર જેને તે બખ્તિયાર શેના ?
હોય તે શરાબ ! જે નહીં ખુમાર આપે ?

જાઉં બચી બળતો અંગારથી ગમીના,
વ્હાલી દિલોજાન જો બોસો કનાર આપે !

ક્યારનો રહ્યો છું શોતો હું અહીં બેસી,
કે બતાવી કોઇ મને રોજગાર આપે :

છે ઝૂકાવી ગર્દન જો આશનાની પાસે,
હાર અગર આપે, તલ્વાર ધાર આપે !

આપું જિંદગાની હું તેમને મ્હારી
જિંદગી તણો જે મને ઇખ્તિયાર આપે:

ફાયદો કરવાની નથી રાખતો હું પરવા,
પ્યારના બદલમાં બસ પ્યાર યાર આપે.

એક શબ્દ મીઠો 'પતીલ'ને સુણાવો
રાઝી થશે જે ન દિરમ સદ હજાર આપે !

# વચનના વિશ્વાસે

[સોનેટ]

: હરિણી :

તુજ વચનના વિશ્વાસે હું બહુ વરસો રહ્યો !
નવ કદી વિચારી જોવાની લીધી તક તેં હતી,
તુજ વચનમાં કેવી ઊંચી કળા હતી છૂપતી !
તુજ વચનના વિશ્વાસે મેં વિષાદ બહુ વહ્યો—

ક્યમ કહી શકું કેવી રીતે હતો સહુ તે સહ્યો ?
તુજ વચનના વિશ્વાસે મેં કરી સુખની જતી
અવનવી ઘણી સામગ્રી ને યશપ્રદ ઉન્નતિ,
અવગણી મ્હારાં કર્તવ્યો.
શુભે ! નહિ મેં લહ્યો

સગુણ તુજ આનંદો કેરો ઉમ્મો ઉભરો અરે !
મુજ હૃદયમાં, સાચી રીતે કરી સ્થિતિ ચિત્તની
સ્થિર; મુજ અપેક્ષાઓ કેરી કૃતાર્થ થયો ન વા
નિરખી અવધિ. મારાં આજે સમા સપનાં સરે
દિવસ, પણ ના દેખું પાસે પળો હું સુવર્ણની
મુજ જીવનને કે મૃત્યુને રહે ઉભી ઓપવા !

## બીજની સંધ્યા

: પ્રયોગ લાવણી :

બીજનો ચંદ્ર નિરખતી ઉભેલી બાલા,
નહિ તને ખબર હા ! હશે, ખ્યાલ પણ ન હશે
કે જોઈ રહ્યો છે તને ઝરૂખામાંથી
બાજુના, પ્રશંસક એક કુતૂહલ કેરી
નજરથી–નજરથી કદી કૃતઘ્ન અરે રે !
જાણું હું નહીં, વૈફલ્ય તણી વળી તેમ જ—
માહરી પડોશણ અને પ્રિયા મુજ મનની.

મુજ સકળ વિચારો તણું મથાળું તારૂં
નામ છે; તાહરા નામ તણા મેં લાખો
જુજ જીવન માંહીં પણ ગણી લીધા છે મણકા,
કુંવારી, ક્રોધવાળી ને કઠણ ચહેરાની,
ઉપયોગ વળી કરનારી શબ્દનો ટૂંકા;
દોડતી ઉતાવળ થકી, હાંબીને અંગો,
છુપવતી મનોહર પંચબાણના તાજા

સોનેરી સાહીથી લખ્યા સુભાવિત લેખો,
જાતે જ યુવા તણી એક બીજ !
જે દિવસે
હું જોઈ શક્યો મગજનનાં છુપાં સંવેદન
તાહરાં, પહેલી જ વાર, મૃગાક્ષી મીઠી,
ચલવતી રાજ તન ઉપર તંગ પોતાના,
સત્તાથી સહજ, અનુસાર મરજી પોતાની,
આવતી યુવાને આવકારતી સસ્મિત !
તે દિવસથી જ મુજ મરી સુલેહ મગજની.
આશ ને નિરાશા તણા કૈંક છે દારૂણ
સંગ્રામ ગયા થઇ હૃદયભૂમિ પર રાતી.
એ લીધું છુપું પણ થવા માત્ર બસ તારો !
બીજને જોતી બાલિકા, અને મેં ખોયા
દિવસનાં સુખો ને રાત તણા આરામો.

શું કહું તને, વશ થઇ લોભ લાલચને,
પ્રેમની વાત ? કહું તો ય કેમ તું માને ?
કહેવાઇ શકાતું કાંઇ નહીં વિણ અવસર
કોઇને વળી—શી રીતે પ્રેયસીને તો ?
સાલતી મને મુજ સ્થિતિ સખત; સમજાતું
નહિ, લાખ પ્રયત્નો કર્યા છતાં મુજ દિલને
કે કયા દેશમાં દોડી રહ્યું છે; તેમ જ
જાણતું નહીં કારણો ક્યા, શા માટે,
છે થઇ રહ્યું એ રાત દિવસ તલપાપડ,
આંધળું બિચારું ! જઇ બજારે બેઠું
લોકની ક્યા—વેચવા અગર વેચાવા ?
શું કહું વળી, અધિકાર કર્યા વિણ સાબિત

તુજ ઉપર માહરો ? શું ય કહું શું ન કહું ?
હઉં બધું જણાવી અગર જણાવું થોડું
કે નહીં મુદ્દલે ?

માત્ર આટલું સાંભળ,
જો શકે સાંભળી મદદ વિના શબ્દોની,
કે પરેશાન છું માત્ર તાહરે ખાતર,
એ રોગ અને એ દવા !

તૂટી મજબૂતી
જાય છે મગજની, તૂટી હૃદય પણ જાતું
જોતાં જ તને એ ખુબી ભરેલા ખંજર !
નહિ તને નિરખતાં આંખ તૃપ્ત થતી મારી,
પ્રીતિનાં પ્રદર્શન !

નહીં કતલ કરનારો
જાણતો યજ્ઞમાં પડી જનાર બલિ કેરી
યૂપને જોઇને થતી આંતરિક પીડા :
તે વત્સ સમું બસ મૂંગું દરદ છે મારે.
જીવનમાં બની જાય છે વારતા જૂઠી
સ્વપ્નથી વધારે, સ્વપ્નમાંહીં વધુ સાચી
જીવનથી–જિંદગી તણી બાજુઓ જેણે
હોય છે વિચારી તે જ શકે છે જાણી.
બંધનો વિચારો થકી વહોર્યાં, જ્યાદે
કર્મથી વહોર્યાં અને ખરાં બંધનથી
પણ કદી સખત હોય છે : માહરી સાથે
માનવા છે તું તૈયાર વાત એ આજે ?
ફરવાની હોંશ છે મને બહુ દુનિયામાં,

આવવા કારણે તેમ લોકમાં આગળ
છું યથાશક્તિ આદરી રહ્યો મુજ યત્નો :
ભાગ્યની ભાવ્યતા હોય મહારે ફાળે
કે નહીં, તેની છે મને નહીં બહુ પરવા.
કીર્તિના કળશ ઢોળાય નહીં મુજ માથે
શું થયું તેથી ? છો લોક વખાણે, નિંદે;
છું હું તો માત્ર ખેંચાઈ રહ્યો તુજ પાછળ,
પ્રેમના પ્રવાહની મહીં, ક્યાંય પ્હોંચાશે
તેહની જાણ વિણ, માર્ગ સાહસિકમાંથી !

## જરાક

: તર્જ :

આંખોથી આંખો તો મિલાવો જરાક,
બુર્કાને હઠાવો જરાક;
મુખનાં દર્શન તો કરાવો જરાક !

(સાખી): છે અંધારૂં ચોતરફ, નિરખી શકાય જ કેમ ?
જોયા વિણ જાણ્યા વિના પ્રણય કરાય જ કેમ ?
અજાણ્યાને હૈયું અપાય જ કેમ ?
બત્તી તો સળગાવો જરાક. આંખોથી૦

(સાખી): નહિ બોલે નહિ સાંભળે, નહિ જ બતાવે સાન
કરવું તેને ક્યમ કરી અરર ! દેહનું દાન ?
માનું ત્યારે પોતે જ છો, પ્યારી જાન,
'પતીલ' ને ખિજાવો જરાક ! આંખોથી૦

## ચુંબન

: ઉધોર :

રમણી ! એક ચુંબન ફક્ત
પણ છે આપવા તું અશક્ત ?
છે મુજ યાચના જ અનાર્ય ?
કે ઉપકાર એ દુષ્કાર્ય ? ૧

મારી માગણી છે અલ્પ,
ઓ બહુ શુષ્ક હૃદય, પ્રગલ્ભ !
મારી માગણી છે શી જ
જો તું આપવા ચહતી જ ? ૨

ઓ કમનીય, શોભન અર્થ !
આશ્રય આપવા અસમર્થ;
ઓ સુકુમાર, સુતનું વૃક્ષ,
નહિ ફળદાન દેવા દક્ષ ! ૩

આ રસ-મિષ્ટ-ભોગી ભમ્ર
વચને વીનવે છે નમ્ર :
ઓ હદપાર હઠીલી નાર,
એક જ આપ એ ઉપહાર ! ૪

## બહુ બારીક છે અણી

: મુસદ્દસ :

ઓ જેની આંખની બહુ બારીક છે અણી,
કહું તને હું તીર કે કહું હું ટાંકણી ?
ઓ ઊંચી અને ઊજળી, દેખાવડી ઘણી,
ભય લાગતો જોતાં મને બહુ તહારા ભણી.
થઇ કેમ શકું હું પસાર તારી કનેથી ?
જો ના પસાર દે થવા તું સાફ મનેથી !

છે કેટલા ઉભેલ પાસ તારી ગિરફ્તાર
મન સાથ સંશયે ભર્યા, દિલ સાથ વફાદાર ?
કરતી જણાતી કોઈની તલભાર ન દરકાર,
બની તે ગુલામ છે રહ્યા આવ્યા જે થવા યાર.

હતા પ્રેમ કાજ તાહરા રહેલ તપી તે,
હવે પ્રેમ મહીં તાહરા ગયા છે ખપી તે !

જે પેર મ્યાન માંહીંથી તલવાર નીકળે,
તે પેર મંઝિલેથી તું બહાર નીકળે;
દેવા જે તને કોઈ આવકાર નીકળે,
જિગર તેહનું કટકા થઈ હજાર નીકળે.
કાપે સીઠાઇ–તાવડી કંદોઇ મદેથી
તું કાપતી રસ્તો જતી તે પેર પદેથી !

ઓ માછલી ! મોજાં મહીં તરતી લિબાસના,
આસમાની રંગના, અને પતલા કુમાશના,
કરવાની પેરવી કશી રાખી કચાશ ના;
પણ આવી શકી કોઈના ગલ કેરી પાસ ના.
મહેનત લીધેલી કોઈની નજરે નહિ મળી,
નહિ વાસના ફળી, નહિ ઉપાસના ફળી !

છોલેલી સરે હાથમાંથી ગોલ ગલેલી
તરતની ઉતારેલી તાજી તોલ ગલેલી,
તું તેમ ફેરવે છે દઇ કોલ, ગલેલી,
દઇ કોલ ગલેલી, ઓ મહામોલ ગલેલી !
ઓ ચાખવા જેવી છતાં ચાખી ન ચખાતી,
ઓ ના કદાપિ જેહ મનાવાતી, મનાતી !

જોઈ છે અમે આંખથી મયખોરની મસ્તી;
ઉસ્તાદો તણી અકલની બપોરની મસ્તી;
છે જોઇ પાદશાહો તણા જોરની મસ્તીઃ
છે તારી તો મસ્તી આ અજબ તોરની મસ્તી.

સુણવાને જેહ ઇચ્છતા હદીસ તહારી
લેતા વહોરી તે સહુય રીસ તહારી.

નહિ વસવાટ કારણે કદી મકાન વહોરૂં,
ગળે નાખવાને કાજ ગિરેબાન વહોરૂં;
કરી ગુનાહ પર ગુનાહ ઝનખદાન વહોરૂં,
અગર હુસ્નની સરકારનાં ફરમાન વહોરૂં:
નહિ માગું વઝીફા, નહિ યાચું હું અમીરી,
મળે તારી આશનાઇ તો સ્વીકારૂં ફકીરી.

કરી કાતરી ચાવે મને ફોફલ તું બનાવી,
કરે લાલ દહન યા મને ચેવલ તું બનાવી;
ખુશીથી જાઉં પી આપે મને સોમલ તું બનાવી,
જરા દે હૃદય જો તાહરૂં કોમલ તું બનાવી!
હજાર મોત ભયંકર લઉં સહન કરી સુખે,
કહે "માહરો પતીલ" જો તું તાહરે મુખે!

# સુધા સ્ત્રવતી નેનો

: કુમાર લલિત :

૧

સુધા સ્ત્રવતી નેનો
નિહાળી બહુ નેને,
વદંતી મૂક વેણો,
ભરેલ રતિઘેને.

૨

કર્યાં કંઇક સ્નાનો
સ્મિતોની સરિતાનાં;
સુણ્યાં અમર ગાનો
અપૂર્વ રચનાનાં.

૩

સુખો મધુર ભાળ્યાં
અનેક યુવતીનાં;
પરંતુ દિલ છે ક્યાં—
દિલો પ્રણયભીનાં ?

૪

વૃથા જ હતી નાચી
સુધા સ્રવતી સૃષ્ટિ,
ન જો હૃદય સાચી
થઇ અમૃત વૃષ્ટિ !

# ગુલાબી ગાલ પર

: ગઝલ :

દેતી તું આગને જગા ! ગુલાબી ગાલ પર,
શાને જતી ખીજાઈ તો મારા સવાલ પર ?
જો એક ઈશારો તું કરે માત્ર આંખથી
તો હોમું જાત માહરી તારી વિસાલ પરઃ
ઓ હિંદવણુ, છતાંય હુસ્નમાંહીં બેનઝીર !
મુસ્તાક છું હું તાહરી અનેરી ચાલ પર.
થયેલ શોભતી વધુ બોજાથી બદનના,
છે ના જ નજર માહરી ઇદના હિલાલ પરઃ
બેસે તું મારી પાસ તો ચિરાગ બુઝાવી,
વાંચું કિતાબ ફક્ત તાહરા જલાલ પર !
ઓ મૂર્તિ ! દે જવાબ મને– છે તને જબાન ?
કરશે નિગાહ ક્યાહરે મુજ તંગ હાલ પર ?
છે માત્ર મુખે તાહરે ફરમાવવું રહ્યું
ત્યાં જાય છે વહી નકામી સાલ સાલ પર !

જો, રાઝે-ફર્ઝનો કહું નુકતો હું તને એક :
‘ જે હોય થતું આજ તે ન રાખ કાલ પર. ’
લે ઓળખી હવે તું મર્ઝને પતીલના
કે ના રહે જવાનું કદી ઈસ્પિતાલ પર !

# દરિયા પર નાવ ડોલતી

[ ગાથા ]

છંદ: વૈતાલીય,
પુષ્પિતાગ્રા.
માલભારિણી
અપરવક્ત્ર.

દરિયા પર નાવ ડોલતી
પણ તેની દરિયો દશા ન જાણે
પ્રખર પવનમાંહીંથી જતી,
મરણભણી મુખ રાખીને, કટાણે !
દિલ તેહની કોણ દાઝ આણે—
દરિયા પર નાવ ડોલતી ? ૧

પડતા બલિઓ હુતાશને
કરતી શોચ ન તેહ યજ્ઞવેદી,
દ્વિજજનની સમક્ષ ધારીને
વિદય સમાધિ, વિનાશ જેવી બેઠી !
કયમ નિષ્ઠુરતા શકે જ વેઠી
પડતા બલિઓ હુતાશને ? ૨

મુજ પ્યારી નૃશંસના પદે
મરતો તેમ હું મૂકતો નિસાસા
કરુણ અતિશ, તોડતા હૃદે;
પ્રણયતણી ધરી વ્યર્થ હા! પિપાસા.
શિર ટેકવવાની શીય આશા ?
મુજ પ્યારી નૃશંસના પદે ! ૩

## ખપના દિલાસા શા ?

: ગઝલ :

જતાં મદફન તરફ઼ ઘરથી બજવવા ઢોલ તાસા શા ?
બજવવા ઢોલ તાસા શા ? ઉજવવા આ તમાશા શા ?

થતાં પ્હેલાં ઝભે મુજને હતું ના કોઈ ઓળખતું,
કબર આગળ હવે મારી ફૂલો, સાકર, પતાસા શા?

ગયો રમનાર વેચાઈ સદાની બેનસીબીને,
પછીથી નાખવા તેને ઉપર શતરંજ પાશા શા ?

બીજાને કાજ તો એકે હતો હરગિઝ મુકાયો ના–
કહો, પોતાની હાલત પર પછી મુકવા નિસાસા શા ?

દમે આખર પતલિયાને કહો છો શું તમે આવી ?
ન આપ્યો પ્રેમ તો મુજને—હવે ખપના દિલાસા શા ?

# મેઘ-ધનુષ

:પ્રહર્ષિણી:

:૧: “ જો બાલે, ધનુષ તણાયું ભવ્ય કેવું ?
ના, જાણે-તવ વનિત સ્વભાવ જેવું !
જો ઊંચે, સહિત સુયોગ્ય ગર્વ નારી,
હું તો ત્યાં તરફ રહીશ જોઈ તારી. ”

:૨: લીધું ચુંબન કહી એક એમ નાથેઃ
આવે ના તક બહુ એવી સાથ સાથે.
દેખી સાંપ્રત થયું એ સુવર્ણ ભાવિ,
બાલાને નિજ ભુજમાં લીધી દબાવી.

:૩: રાખી જે શકી નહિ સર્વ સાવચેતી
તેની આ મુજબ થઈ મીઠી ફજેતી;
ફાવેલો વિજયથી આવડા અનલ્પ
બોલ્યો વલ્લભ રસિકા પ્રતિ પ્રગલ્ભઃ—

:૪: “કલ્યાણી, મુજ સહુ ઉત્સવોની હેતુ,
રીસાતી મુજ સહ આ મિષે રખે તું;
નારીનાં દિલ મહીં દોલતો છુપાતી
ના આપ્યા વિણ કદિયે લઈ શકાતી !

:૫: “છે જે આ સ્થિતિ મુજને સુસૌખ્ય લાધી
તે તારી મદદ વિના શકયો ન સાધીઃ
ઉત્કર્ષો મહીં મુજ મુખ્ય હસ્ત તારો,
પીડાતી પ્રચુર પરાભવે હજારો ! ”

# નેનની મખમૂરી

: ગઝલ :

ઓ ! ના ખમાય મુજથી તુજ નેનની મખમૂરી:
ભોકાઇ રહી જાણે છૂરીની ઉપર છૂરી !

સમજી નહીં શકાતું ઉર એવું કંઈ થાતું,
નાખ્યો છે મને ક્યાં તેં—કો સ્થાન મહીં પૂરી ?

દે ઓળખાવી આજે, જો હોય ઓળખાવું:
છે તું જ ઉભી પાસે કે સ્વર્ગ તણી હૂરી ?

તડપાવ નહીં તારા લાચાર દીવાનાને
સાંખી રહેલ લાંબી તુજ પ્રેમની રંજૂરી !

સ્તુતિગાન તારું ગાતાં શું પૂછવું બીજાને ?
જો દોસ્તની મંજૂરી, દિલદારની મંજૂરી !

જો હોત નજર રાખી મેં ફકત ઉતારા પર
ના હોત તોય ઓછી મુજ ગીતની મશહૂરી:

હેરાન, રંક આહૂ અથડાય હિમાચલમાં,
છે નાફ મહીં જોકે નિજ કીમતી કસ્તૂરી !

છે તે નહીં જહાંમાં તુજ ઝુલ્ફ મહીં જે છે:
તુજ હુસ્ન કરે ઝાંખી ગુલઝારની મગરૂરી.

દુનિયા કહેતી ના ના, ઉર મારું કહે ગા ગા,
લાગે પતીલ કેરી ગઝલો ભલે બસૂરી !

# મુકયું હૈયું વ્હેતું

: શિખરિણી :

મુકયું હૈયું વ્હેતું પ્રણયનદ કેરા પટ મહીં
મીઠી આસાનીથી, તલ અગર જેને તટ નહીં;
તણાયા જાતાને ખબર નવ, જાતું અહ કયહીં ! ૧

મુકયું હૈયું વ્હેતું–નવ સમજતું કયાંય સરતું !
કહેવાથી કોના કદમ ભયની માંહીં ભરતું,
અકસ્માતો સામે સહ અડગતા કૂચ કરતું ! ૨

ઉપાડયો મેં જ્યારે સમુચિત વહેપાર રસનો,
જમાનાથી જૂનો, તરુણ વય કેરી તરસનો,
જણાયો ના ત્યારે ઉદય મુજ એ બે દિવસનો. ૩

હતું સ્હેલું પ્હેલાં, બહુ બની ગયું મુશ્કિલ પછી,
હતો પૂરો તેમાં નહિ નહિ રહ્યો કામિલ પછી;
સમાયો શેખીમાં, ગમ થકી ગયો ગાફિલ પછી ! ૪

હતો ના વેપારી શું નવ હતું મારૂં વખત તે ?
કરી હાનિ બૂરી, પર મદદથી, ક્રૂર રમતે;
ગુમાવી સૌ મૂડી હતી કરી અતા જેહ જગતે. ૫

અવજ્ઞાનો લાગ્યો અવનતિ ભરી, વારસ થવા;
જીવેરામાં ટૂંકા અનુભવ થયા લાખ કડવા,
તમાચા તંગીના જયમ જયમ પડયા ખુશ્ક ખમવા. ૬

મળ્યા ખોતાનાઓ, મળી બદનસીબી, બદમઝા;
ગઇ સત્તા ચાલી, સહન કરવાની રહી સઝાઃ
કહે, છે તું કેપા ? કદમ તુજ ચૂમું અય કઝા ! ૭

પ્રભાત નર્મદા

# નેનની મખમૂરી

: ગઝલ :

ઓ ! ના ખમાય મુજથી તુજ નેનની મખમૂરીઃ
ભોંકાઇ રહી જાણે છૂરીની ઉપર છૂરી !

સમજી નહીં શકાતું ઉર એવું કંઈ થાતું,
નાખ્યો છે મને કયાં તેં—કો સ્થાન મહીં પૂરી ?

દે ઓળખાવી આજે, જો હોય ઓળખાવુંઃ
છે તું જ ઉભી પાસે કે સ્વર્ગ તણી હૂરી ?

તડપાવ નહીં તારા લાચાર દીવાનાને
સાંખી રહેલ લાંબી તુજ પ્રેમની રંજૂરી !

સ્તુતિગાન તારું ગાતાં શું પૂછવું બીજાને ?
જો દોસ્તની મંજૂરી, દિલદારની મંજૂરી !

જો હોત નજર રાખી મેં ફકત ઉતારા પર
ના હોત તોય ઓછી મુજ ગીતની મશહૂરીઃ

હેરાન, રંક આહૂ અથડાય હિમાચલમાં,
છે નાફ મહીં જોકે નિજ કીમતી કસ્તૂરી !

છે તે નહીં જહાંમાં તુજ ઝુલ્ફ મહીં જે છેઃ
તુજ હુસ્ન કરે ઝાંખી ગુલઝારની મગરૂરી.

દુનિયા કહેતી ના ના, ઉર મારું કહે ગા ગા,
લાગે પતીલ કેરી ગઝલો ભલે બસૂરી !

# મુકયું હૈયું વ્હેતું

: શિખરિણી :

મુકયું હૈયું વ્હેતું પ્રણયનદ કેરા પટ મહીં
મીઠી આસાનીથી, તલ અગર જેને તટ નહીં;
તણાયા જાતાને ખબર નવ, જાતું અહ કયહીં ! ૧

મુકયું હૈયું વ્હેતું-નવ સમજતું કયાંય સરતું !
કહેવાથી કોના કદમ ભયની માંહીં ભરતું,
અકસ્માતો સામે સહ અડગતા કૂચ કરતું ! ૨

ઉપાડયો મેં જ્યારે સમુચિત વહેપાર રસનો,
જમાનાથી જૂનો, તરુણ વય કેરી તરસનો,
જણાયો ના ત્યારે ઉદય મુજ એ બે દિવસનો. ૩

હતું સ્હેલું પ્હેલાં, બહુ બની ગયું મુશ્કિલ પછી,
હતો પૂરો તેમાં નહિ નહિ રહ્યો કામિલ પછી;
સમાયો શેખીમાં, ગમ થકી ગયો ગાફિલ પછી ! ૪

હતો ના વેપારી શું નવ હતું મારૂં વખત તે ?
કરી હાનિ બૂરી, પર મદદથી, ક્રૂર રમતે;
ગુમાવી સૌ મૂડી હતી કરી અતા જેહ જગતે. ૫

અવજ્ઞાનો લાગ્યો અવનતિ ભરી, વારસ થવા;
જીવેરામાં ટૂંકા અનુભવ થયા લાખ કડવા,
તમાચા તંગીના જયમ જયમ પડયા ખુશ્ક ખમવા. ૬

મળ્યા ખોતાનાઓ, મળી બદનસીબી, બદમઝા;
ગઇ સત્તા ચાલી, સહન કરવાની રહી સઝાઃ
કહે, છે તું કેપા ? કદમ તુજ ચૂમું અય કઝા ! ૭

કરી ચોરી કરી ત્યારે ખબર ન ગુનાની હતી મને,
બિના છે જે સાચી કહું છું સઘળી તે તુજ કને;
ઘટે દેવો છોડી નકસ જન આ, મુન્સફ ! તને. ૮

હતો કોનો હીરો, નહિ નર હતો માલિક યદા ?
કર્યું શું રાજાએ, સમદ કરતો સેવન સદા ?
થયેલી પ્રાપ્તિ એ ભગતણી ખુબીથી અભયદા. ૯

પડ્યું મોડું ઝાઝું અહહ મુજને માલમ હવે,
રહ્યો દોડી તેની પૂંઠ લઈ નથી જે મુજ ભવે:
ન આપ્યું સેધાએ અવગત કર્યું તે અનુભવે ! ૧૦

મુક્યું હૈયું વ્હાલું પ્રણય-શતરંજા પર હસી;
પ્રપંચોની બારી મહીં પણ બિચારૂં ગયું ફસી:
અહા ! એની સાથે મુજ પણ થઈ હાલત કશી ? ૧૧

# દિલબર બને

: ગઝલ :

નહિ હું કદી અફસર બનું જો મારી તું દિલબર બને,
જો મારી તું દિલબર બને:
હું તાહરો ફણિધર બનું, તું માહરી મહુઅર બને.
જો મારી તું દિલબર બને !
તુજ હાથમાંની દ્રાક્ષ જે લેવા રહ્યા લાખો મથી
તે પર નઝર મારી નથી,
ના તેં બતાવ્યું કોઈને તે માહરું જવહર બને,
જો મારી તું દિલબર બને.

દફતર દઇ ફેંકી ફર્યો, ઝર ખોઇને જારી રમ્યો,
મારે જ પંથે હું ભમ્યો;
આપું ઉતારી સર તને, જો મારી તુ રહબર બને,
જો મારી તું દિલબર બને.

તારાં કદમ પર કૂચ કરું, તનની ઉપર તન પાથરું,
લબ પર લબો મારા ધરું;
ને એક તુજ અસ્તર બનું, મુજ જ્યાંય તું બિસ્તર બને,
જો મારી તું દિલબર બને !

" છું હું પતીલ ઉપર ફિદા, હો શાહ અથવા હો ગદા "
શું ગેબથી આવી સદા ?
"મેં ખોયું મુજ સર્વસ્વ કે તું જાણીતો ઘરઘર બને"
કે એવી હા ! દિલબર બને ?

# કરૂં ખોબે જલપાન

:તર્જ:

કરૂં ખોબે જલપાન,
જો તું તેમ ચાહે !
વાળી અંગ વાંકું, સાથ ચઢાવેલ બાંહે.
વનના તમાલ તણા સુકવેલા પાન કેરી
બાજમાં ભોજન લઉં અખુટ ઉત્સાહે.
ચઢાવીને શિર પર જે તું મને ફરમાવે
આવું પૂંઠે તાહરી તું જાય દોરી ત્યાંહે:

પીઠમાં વેપારીઓની, મંજૂરોના કારખાને,
પુરતણે પંથે કે ણચાણાન રાહે !
ક્યંી તારી કહી પ્યારી સુણી ના પતીજે ?
થતી વાહવાહ જેની તારી વાહવાહે !

## સાથીડાને

:મંદાક્રાન્તા:

સાથીડા રે ! જવ થકી બહુ હાંક ના વ્હેલ તારી,
જાતી તૂટી ભરથી ઝુકતી પાતળી કેડ મારીઃ
બેઠેલીનો ઉરની બળતા, એકલી આમ પીઠે,
ચાતો મીઠી વગર વસમો રાહ તે કેમ નીઠે ?

ઊંચા ઊંચા ગઢ સમ દીસે ઊડતા ધૂળ ગોટા
દેતા ઢાંકી નજીકની ઝડી, દૂરનાં વૃક્ષ મોટાં;
આકાશે કે પૃથિવી પર છું તે ન જાણી શકાતું.
ઓ સાથીડા ! કથ કથ મને, ક્યાં હશે આ જવાતું ?

મેં તો મારૂં સકળ તુજને સોંપ્યું છે સાથ માગી
જે દ્હાડાની તુજ તરફની ભાવના ભવ્ય જાગી;
ચક્રો કેરા જયમ મળી જતા એકતા માંહી આરા,
તર્કો મારા ત્યમ સ્થિર થતા પ્રેમમાંહે તહારા.

સાથે તારી નીકળી હું હતી સ્નેહની સૌમ્ય આશે,
હે ના થાવા હતસુખ મને આમ પ્હેલા પ્રવાશે;
દેખાડયું શા ખપનું મુજને ક્રૂર ચાતુર્ય તારૂં,
રક્ષી જો તું નહિ નહિ શકે સાથ તે સ્વાસ્થ્ય મારૂં ?

અંદેશાઓ મહીં મુકી મને ભાગ્ય કેરે ભરોસે,
ક્‌હોને કહેશે અગર મુજને જો સદાકાળ ખોશે ?
તારાજીને કરી વિરહની પ્રાપ્ત હૈયું પનોતું
મિથ્યા આશ્વાસનથી ન થશે બંધ બેફામ રોતું.

દે પાડી તું બળદ હળવા હેતથી રાસ તાણી;
થાશે રાજી કર થકી મીઠા થાબડે પીઠ પ્રાણી !
ધીમી ધીમી ગતિ કરી બધો નાખશું પંથ કાપી:
વેગે વ્હેતા કર ન શકતા કામ સંગીન આપી.

# વીજળીના ચમકારા નીચે

: ગીતિકા :

સુગ્નાયિકા નભથી સરી, નવમાલિકા સરખી પરી
કૃશ ગાત્રની, મદનાતુરા લલના લલામ, દિગંબરા !
તન જોઈ શોભન તાહરું રમણે ચઢયું મન મોહરું;
તુજ પેર હું ય પડયો મખે, સ્મરનો કૃશાનુ મને ભખે.
ઘનઘોર વાદળની ઘટા તુજ કેશ છે, રસિકા, છુટા;
તુજ દીપ્તિ કાંચન-દોરડી અજવાળતી મુજ ઓરડી.
જગ છે સમસ્ત ગયું જંપી, નિજ કાર્યના ભરથી તપી:
નહિ તેજ નિંદરને ભજે ભયરાગ બાધિત હોય જે.
કદી છૂપતી કદી રાજતી શું તું આપતી, શું ય યાચતી ?
ઉઠી, ગીતથી તુજ ભૈરવી, મુજ માનિની મુખ ફેરવી.
બહુ આર્જવે નહિ જે ડગી મુજ શ્યાલની ભગિની સગી
નવયૌવના મુજ તે મીઠી વળગી મને પડતી દીઠી.
ભયથી બચી મુજ ભામિની, ફળી મારો દોહદ, દામિની;
નહિ તે બીજી નહિ વા ખસી- ભુજયુગ્મપીડ સહી, હસી !

# સ્વપ્નાં

: માલભારિણી :

મુજને તમ જાળ માંહીં ઘેરી
કયંહી જાશો લઈ આમ વેગવંત
રજની મહીં મારી આ રૂપેરી ?
ધરી પક્ષ્મો દ્વિજરાજ શાં ઉડંત !

મુજ મંદિરમાં, પ્રિયાની પાસે,
તન મારૂં રહ્યું છે પડી તપેલું;
પણ માલિક તેહનો પ્રવાસે
નિરખે છે નહિ જે હતું બનેલું.

પ્રકૃતિ સ્મિત છાવરી અનેક
મુજને ભેટી સહસ્રધા લિયે છે;
શ્વસને શ્વસને મને દરેક
મૃદુ આશ્વાસન માનથી દિયે છે !

નહિ જાણું હું કોણ સાથી મારા
મુજને જે લઇ આમ ફેરવે છે;
નહિ નામ બતાવશો તમારાં ?
મન કો મારું કુતૂહલે ભરે છે ?

નિરખું છું હું જેમ તાકી તાકી,
ત્યમ દેખાતું વધુ વધુ અસ્પષ્ટ;
પળ એક ન એવી મારી પાકી
થઇ જ્યારે મુજ ભ્રાન્તિ એક ભ્રષ્ટ.

મુજ અલ્પ મુસાફરીની માંહીં
બહુ દૃશ્યો રમણીય મેં નિહાળ્યાં;
વિચર્યો વસી વ્યોમગંગ જ્યાંહીં
નિધિરત્નો વણમોલ કૈંક ખાળ્યાં.

અતિરેકતી સ્વર્ગને, સમૃદ્ધિ
મુજ શીર્ષે કળશો અભીષ્ટ ઢોળે;
શકતી નહિ જ્યાંય પ્હોંચી બુદ્ધિ
દિલ તે સ્થાન જઈ મહારું ડોલે.

સુખના બહુ મેં કર્યા શિકાર,
પણ લાવી ન શક્યો હું સાથ એકે;
સરી તે ગઈ સેંકડો સ્હવાર
ગણી સાચી હું ખચ્યોજ મૂર્ખલેખે.

લીધી વ્હોરી વિષાદ કેરી વેઠો
ઘુમી સાથે તમ, જે હતી ન મારી;
બમણો હું બની નિરાશ બેઠો,
હતું મારૂં નહિ તેહને ય હારી !

## પર્દા ઉપર

: ગઝલ :

ક્યાં ગયો પર્દો તમારો ? આજ તો પર્દા ઉપર છો;
જે તમારા પર હતો જાણે તમે તેના ઉપર છો:
મ્યાનમાંથી બ્હાર ખેંચેલી કરે તલ્વાર અથવા
વાદળામાંથી નીકળતા ચંદ્રમા જેવા ઉપર છો !

# ચાંદની રાત

૧

ધવળ તનની ધેનુ, જેહનું દૂધ ધોળું
પડતું રજતપાત્રે ઝુલાવેથી બહોળું;
    નિજ પ્રિયજન સાથે
    બેસીને હર્મ્ય માથે
નહિ શું કદીય એવી ચાંદની રાત સેવી ?

૨

મધુર બરફપીણું પીવું કોને ગમે ના,
મળતું વગર મૂલ્યે ? માગવું જે પડે ના !

વિસરું અસુખ; આધિ
જેહનું સખ્ય સાધી
મુજ ઉર અતિ વ્હાલું એવું આકાશ પ્યાલું!

૩

જગે છતરપલંગે તેજની નાખી તાજા
સુખદ મછરદાની છે સુતો 'સ્નેહ' રાજા?
લલન 'સુખ' ની સંગે
ક્રીડવા કાજ રંગે
મીઠી અનુમતિ પામી, ખેવડો મત્ત કામી!

૪

રમતી ગગન કેરા રમ્ય મેદાન માંહે
ઉડુગણુ તણી ટોળી, ખેંચતી ઊંચી બાંહે,
રમત પગદડાની
ઝાઝી બાધા વિનાની:
અહીં તહીં પટકાતો ચંદ્ર કંદુક જતો.

૫

દુખતી દરદ લાંબું સાંખતી રાતી આંખે
નજર સુચિર મીઠા ગ્રંથની માંહીં નાખે,
કરી અભિમુખ લીસો
ગોળ ઇન્દુ અરીસો,
સળી મૃદુ સુરમાની ફેરવી એક નાની!

૬

સ્મરની સૃજનજૂની કંદરામાં છુપાતાં
રસિક હૃદય ભોળાં, તુર્ત ના તૃપ્ત થાતાં,
સુણી શશિયર લેતો,
ડોકિયાં ત્યાંય દેતો
મદભર નયનાંની વાતડી છાની, છાની!

# દર બહરે ઇશ્ક

: ગઝલ :

પડી બેહોશ છે પ્યારી મ્હારી દિલબરી નીચે
પડેલી છે ઉભી અથવા સિતમગરની છરી નીચે ?
નથી તું ખોલતી તારી હયાથી બંધ આ આંખો
દબાતી આસતીં જેવી તપેલી અસ્તરી નીચેઃ
જતાં ક્યાં આપણે ચાલ્યાં મુકી ગર્દન ઉપર ગર્દન ?
ઉંચે છે રાત અંધારી, સફર સાહસભરી નીચે.
ઉછાળા મારતાં મોજાં ભયાનક જ્યાંય આફતનાં
તણાતાં ત્યાંય આપણ બે રહી સોદાગરી નીચે
અરે બેહાદ ઓ કિસ્તી ! થતી ઝીરો ઝબર, મારી,
ખલાસી ક્યાં હશે તારો, ગઈ જો પાધરી નીચે ?
રહી છે ના ખબર મુજને, કહું શું હાય ! હું તુજને ?
થતી મારી ખતા આ કે ખતા આ તાહરી, નીચે ?
કરીશું યત્ન બચવાને, મદદ એકેકની લઇને;
ભુલી જઇને કર્યાં પાપો બુરી ગુસ્સાગરી નીચે.
મુકયા વિશ્વાસ છે હાવે પતીલે સર્વ તારામાં,
કસતા ક્રૂર કિસ્મતની કસોટી આકરી નીચે !

# નયનો મયગૂન

: ગઝલ :

તુજ નયનો મયગૂન, રાતાં રાતાં પુરખૂન !
હસતી હાંઠીની જોડ જાણે સાથે બે નૂન.
દર રોઝે કયામત બ જમાઅત અંદરૂન,
જોયાં શીરીન-ફરહાદ અથવા લયલા-મજનૂન !

રાતાં રાતાં મયગૂન તારાં નયનો પુરખૂન
ગઈ કેમ હતી રેન તેના સૂચવે મઝમૂનઃ
ચુકી ઇશ્ક તણા જેહ, પાળી કપરા કાનૂન,
તને નિરખે છે લોક ફ્રાલ માટે મેમૂન.
બને દુનિયા ફિરદોસ એવું સૂચવે જો તૂં ન,
શી 'પત્લા' ની ગઝલ્યાત અને તેની રસધૂન ?

# રસેશ્વરીના નિરામય માટે

: પૃથ્વી :

[સોનેટ]

કરો તુજ શરીરને કદી ન કાળ એકે ઈજાઃ
રહો તુજ અપૂર્વતા મનુજમંડળે રેલતી,
મને ન સુણવા દઇશ કદી તારી નિંદા થતી.
જતી જગત માંહીંથી, જગતમાંહીં કહેવાતી જા
' જનો તણી સહાયિકા '; જીવનમાં લપેટાતી જા
રહેલ બની ' તહારા ' સહુ રસેપ્સુઓનાં; ગતિ
કરી હૃદયમાંહીં તેહ, સહરાગ ઊકેલતી
નિગૂઢતમ પ્રશ્નના નિગમ-ભેદ લાખો બીજા !
અહો ! તવ ઉદારતા-કદીય ઓછી એ ના થશો !
પડે ન પડદો કદી તવ પ્રસન્નતા ઉપરે,
સમેત શુભ ભાવના નહિ જ કો'નીએ પ્રાર્થના ?
નિસાસ પછવાડી તારી નહિ કોઈનો યે હશો !
નહીં નિકટતા કદી મધુરતા તહારી હરે,
અને રસ-ઝરો સુમંગલ સુકાઈ આ જાય ના !

# અભયનો સોદો

કરો સિક્કાથી પ્રણયના જ પ્રણયનો સોદો,
રસિયા રાજ, સુભગ આજ સુજયનો સોદો !

અપાતું મોલ જેહ, મોલ ચુકવતા જેઓ
થતો તે બેઉનો અનંત સમયનો સોદો !

ખરી વસ્તુ વડે ખરીદવી ખરી વસ્તુ;
ન કરો સ્વાર્થના નિકૃષ્ટ નિશ્ચયનો સોદો.

જુદા દુનિયાના વહેવાર, જુદા પ્રીતિના:
દીધા વિના હૃદય થતો ન હૃદયનો સોદો !

પડે ઉઠાવવો મુકામ ત્યાંથી તે પ્હેલાં
ઘટે લેવો કરી પતીલ, અભયનો સોદો.

## ત્રાજવું

ગયું તૂટી ત્રાજવું મારૂં રે !
શી રીતે વેપાર સધારૂં રે ?
સોનાની દાંડી રૂપા કેરાં પલ્લાં રેશમ કેરી રસાઈ,
કેળવાઈ તણા કીરસી ચાંચે છેક જતાં કતરાઈ;
સારે કામ શું ય અમારૂં રે ?.............ગયું
પાછાં ઘરાકો જતાં સહુ મારાં માગનારા હલવાત
આપતો તોલી હતો હું જેને, રોજ સામે મુકી ઝવેરાત,
સાચી ગુજરાતણું સારૂં રે !...............ગયું૦
માલ રહ્યો પડી મારો વખારે, કીધો ન વકરો કાંઈ;
બંધ થઈ ગઈ છેક જ જેથી ઊંચી થવી મુજ ગાંઠ્ય.
કરૂં શું જમા, શું ઉધારૂં રે !..............ગયું૦
જિંદગીનું હથિયાર મ્હારૂં આવશે ના ફરી કામ,
આપે સુધારી જો નહિ એને પોતે પતલિયો શ્યામ,
પૃથ્વી કેરાં રાજથી પ્યારૂં રે !..............ગયું૦

# મુકવા સરજા ન રહી !

મુકવા સર જા ન રહી સુધ કે નહિ સાન રહી;
બદલાઈ ગયું જ બધું; દુનિયા દુનિયા ન રહી:
ચીઝના સમ ખાઉં કઈ ? ચીઝ કો કરમાં ન રહી:
અટકયો જીવ આવી ગળે પણ બંધ જબાન રહી.
અફસોસ ! પતીલ–લબે કવિતા કવિતા ન રહી !

# ગૃહસ્થ એક

: ચિત્ર છંદ :

[ સોનેટ ]

કો થતો શકે મને બચાવી આજ પાયમાલ ?
સાંખી નિંદ સર્વની થનાર નિત્ય શોકગ્રસ્ત
આફતોની આગ માંહીં નામુરાદ, નાદુરસ્ત
એકલો ઉભેલ—મારી આસપાસ લાલ લાલ
ના સહી શકાય એવી કારમી, પ્રચંડ જ્વાળ !
બોલતો હું સાદ પાડી તીવ્રતાથી યુકત, ત્રસ્ત:—
"લે મને ઉગારી કોઇ હેતથી પ્રસારી હસ્ત,
છે રહેલ જે તંબાઇ ચાલવાથી સ્વૈર ચાલ."
ઇચ્છતો નથી હું કે મળે મને મહાન રાજ્ય,
માગતો નથી હું ગીર કે ગરાસ—કારભાર—
એળવું નિભાવ માત્ર માહરો નિભાવી ટેક.
જાય જિંદગી ભલે, ન સેવું કાકલૂદી ત્યાજ્ય:
માનું ઓછી માહરી ન લાયકાત એ લગાર,
સેંકડો ગુલામ માંહીં જો બનું ગૃહસ્થ એક !

# વાળ વાંકુડિયા પ્રિયે...

: ગઝલ :

વાળ વાંકુડિયા, પ્રિયે ! આવ્યા બધા ધોળા થવા,
લોક સમજાવે મને ત્યારે નિશાળે બેસવાઃ

કામ છે મારે શીખીને શું ય લખતાં વાંચતાં ?
દે મને ગાવા અને બસ દે મને તું બોલવા.

છો જહન્નમ આવતું પોતાની રાહે ચાલતાં—
પારકો રસ્તો લઈ ચાહું ન જન્નતમાં જવા.

છે ન મજલા બાંધવા કે મેડીઓ રંગાવવી,
જો મળે દાણો મુઠી ને પાંચ કપડાં પ્હેરવાઃ

ના જરૂરી ઓછી મુજને એ બિનાની છે સખિ,
ભાગ્યશાળી હું થયો તારી રસોઈ ચાખવા !

ઊંઘી તે શકતા નથી કે એક ઝોકું ખાઈ, જે
રોષથી બળતા સુણી તારા સખાની વાહવા'.

સાંભળી મુજ નામ બાલી કા'નની જાતી બળી
નીકળ્યા છે આજ તેઓ દુશ્મનાવટ ખેલવા !

આખી સેના આવતી લાગી બખેડાખોરની
શેરીના રખવાળનો સીનો નિહાળી ન્હાસવાઃ

દે બધાને આવવા મારા બિછાનાની તરફ,
પાસ કો મારી નહીં આવે શિખામણ આપવા.

માઠું લાગ્યું હોય તે સૌને મનાવી લે પતીલ,
દે સુખે તેને પછી તું ઊંઘ લાંબી ખેંચવા.

# કાંસકીનો દિલનો એકરાર

: વૈતાલીય :

વનિતા સહુ સખ્ય માહરે,
વનિતાનું ધરી નામ હું ફરું;
વસીને વનિતા તણા કરે,
વનિતાજીવન મારું આદરું:
હિ સજ્જ હું થતી
કરવા તેહની કદી અનુકૃતિ.

૨

'વનિતા' હું જગે કહાવતી
પણ જાણું નહિ ધર્મ તેહના;
મુજમાં મુજને વસાવતી,
દુખડાં ભોગવતી હું દેહનાં
શણગાર શકું નહીં ધરી
અથવા પ્રેમ શકું ન હું કરી!

૩

જનમી નહિ જિંદગીતણી
કદી જાણી હું શકી કૃતાર્થતા:
સહી આફત મેં શિરે ઘણી
ઉપચારો નહિ જેહના હતા,
દિવસો મુજ જે ગયા વહી
દિવસો તે સુખના હતા નહીં!

૪

રહી વંચિત ભોગથી સદા
નિરખું આખર અંતની ઘડી:
દરકાર કરે ન કો કદા
ક્યહીં હું મોઈ અને ક્યહીં પડી.
અહ! ધિક્ક અભાગિણી મને,
જડતાને, જડ આ સ્વભાવને!

# ગણિકાનો પોપટ

" આવડા તે શાને અમથી ખિજાયા,
વારવનિતાના કીર?
એવા તે સંતાપ શા તમ મન વસ્યા
બોલો, બોલો મારા વીર.

" મોંઘેરા મેવા છે પાસે પડયા
 તીખાં મરચાં આ તેમ;
વસનારા સદને સોને મઢયા,!
 નથી આરોગતા એ કેમ ?

" બોલતા ભાષણ નથી કયમ મીઠું ?
 ગાતા કયમ નથી વેદ ?
સહન કરો છો દુઃખ અણદીઠું
 અથવા સ્નેહતણા છેદ ?

" લાવતાં તે તમને હજી થયા
 પૂરા દિવસ ન પાંચ,
રમનસીબે ત્યાં કબઠી ગયા,
 લાગી તન પર લાંચ.

" શું ય શકું કરી તમ કારણે
 જેથી થાય તમ ક્ષેમ ?
શોભતા સુંદર મારે બારણે
 કરીએ કહો તમે તેમ."

એવાં તે વચન જ્યારે ઓચરી
 વામા, રત-પરસંગ,
છાજતાં વચન ત્યારે વાપરી
 બોલ્યો નિપુણ વિહંગઃ—

" નગરીમાં નહીં ગમતું મને,
 પાતર, પરમ પ્રવીણ;
રૂચતું કેવળ ઊડવું વને,
 જોવા ગિરિવર, ખીણ.

" વિટપે વિટપે તરુએ તરુવરે
 એમ ફરનારાં, તેહ
સકળ સુખોને તારાં શું કરે,
 બની પરવશ નિઃસંદેહ

" તનને વેચીને સાધન સંઘર્યાં
 તે શું માહરી સ્વસાય ?
એવડાં બંધન છે જેણે ધર્યાં
 ભ્રાતા તાહરો તે ! હાય ?

" નથી તે લાગ્યો ઝબકો રોગનો
 અથવા અણુચ-અહાર;
બળતો હ્રદયમાંહી હું ઘણો
 કરતો તાહરા વિચાર.

" કરવા વિનોદ શા વ્યસન મહીં;
 વેદપઠન અસ્થાન ?
થઇ હું શકું સુખી વસી અહીં
 તેથી ભલું અવસાન.

## વસંત વિરહિણી

આવી વસંત વનમાં ગુલઝાર અને ગુલશનમાં
 આવ્યા પ્રાણેશ છતાં યે પરદેશ થકી ન વતનમાં !

રહી ખીલી ખીલી ફુલક્યારી, પ્રસરી રહી ખુશબો પ્યારી;
        નવસૃષ્ટિ જણાતી સારી તર નાઝ અને નર્તનમાં.
આ નવસ્પતિ, આ વેલી ને જોડ પંખીની પેલી
        સહુ રહ્યાં ખેલનો ખેલી નિજ કોડ મુજબ કાનનમાં.
આનંદ મહા અભિનવમાં, ઉત્સાહતણા ઉત્સવમાં,
        ગલીએ ગલીએ જન પ્રેમી ભમતા ભમરા વનવનમાં.
જુદીજુદી દિશામાં જગની, અનુસાર હૃદયની લગની,
        જન ભરે પ્રમાદી પગલાં અતિ જોશભર્યા જોબનમાં.
નિજ સ્થિતિ સ્વભાવ પ્રમાણે સહુ કાર્યધુરા નિજ તાણે:
        માશૂક જુવે દરપણમાં, નિરખે આશક નયનનમાં!
કરવા વ્યાકુળ મન હળવાં સહુ ચહે સ્વજનને મળવાં,
        થતી રાત સુરોની રાતો આશ્લેષ અને ચુંબનમાં!
આવી ઋતુ રસની જ્યારે, વનમાં, ઉપવનને ક્યારે;
        શરદે નિજ પગલાં ત્યારે રોપ્યાં મુજ શૂન્ય સદનમાં.
ક્યાં મુકે વિરહિણી માથું છાંડી છે પ્રિયતમે જેને?
        આશ્વાસન કોનું જ એને? તન જેહ રહ્યું નથી તનમાં!
નહિ પત્ર, પત્રની આશા! મળવામાં માત્ર નિસાસા:
        રહી ગયા, પતીલ, મહારા મનતણા મનોરથ મનમાં.

## ગુજરાતણ

: તરાણું :

અલબેલી ગુજરાતણ, રસઘેલી ગુજરાતણ!
        ગુણવાળી ને ગર્વે ભરેલી ગુજરાતણ!
        ક્યાં ચાલી તું આવી વહેલી ગુજરાતણ? ૧

ઓ મારી ગુજરાતણ—અમારી ગુજરાતણ!
 ક્યાં લાગી તું કરવા સવારી, ગુજરાતણ?
 શણગારો અંગેથી ઉતારી, ગુજરાતણ? ૨

ઓ પનોતી ગુજરાતણ, શે રોતી ગુજરાતણ?
 નહિ પાછું ફરીને ઓ જોતી ગુજરાતણ,
 રહી વેરી છે તું અશ્રુ મોતી, ગુજરાતણ. ૩

સુખ વેચી ગુજરાતણ, દુઃખ લેતી ગુજરાતણ,
 તારા હૈયામાં શું તું સહેતી, ગુજરાતણ,
 નહિ જે તું બીજાને કહેતી, ગુજરાતણ? ૪

તારી પડતી ન શકતો હું પેખી, ગુજરાતણ,
 દરદો તારાં ન શકતો હું દેખી, ગુજરાતણ;
 તને કોણે અવમાની, ઉવેખી, ગુજરાતણ? ૫

ઓ સાદી ગુજરાતણ, ઓ સીધી ગુજરાતણ,
 તારી કોણે દશા દીન કીધી, ગુજરાતણ?
 તારી કોઇએ ખબર નહિ લીધી ગુજરાતણ? ૬

હતભાગી ગુજરાતણ! હતભાગી ગુજરાતણ!
 તારી પાસે શકું શું હું માગી ગુજરાતણ,
 જ્યારે જાતી અમોને તું ત્યાગી, ગુજરાતણ? ૭

તારા પુત્રો પડકારે છે આજે, ગુજરાતણ,
 સારી પૃથ્વીને ઊંચા અવાજે, ગુજરાતણ;
 ત્યારે આવું તને નહિ છાજે ગુજરાતણ! ૮

અલબેલી ગુજરાતણ, રસઘેલી ગુજરાતણ!
 ક્યાં ચાલી તું શોકે નમેલી ગુજરાતણ,
 જન્મ સાથે અમારા જન્મેલી ગુજરાતણ? ૯

# ઠપકો

: મંદાક્રાન્તા :

શોધે જેની મન નીકળવા કીધું મેં ના કદાય,
રાખી હૈયે ગરજ અથવા જેહની ના જરાય;
માગ્યું જેથી હતું નિવસવા દૂર, બે હાથ જોડી
આવે પાસે અડગ ડગલે માહરી તેહ દોડીઃ

કયાં સંતાવું ? સ્થળ મહીં કયા આદરૂં મારી યાત્રા ?
જાઉં કાશી, અગર ઉપડું ચીન, જાવા, સુમાત્રા ?
ઘેરી કેફે મહીં ગુમ થઇ ઘોરું લાંબા કરારે,
જેથી કોનાં વચન કડવાં ના પડે કાન મારે !

છું જેનાં ચિંતન સતતમાં તે મને છેહ દેતાં,
લાજે આજે સ્વજન મુજને 'મારો' હા ! કહેતાંઃ
મિત્રો ઓછા મુજ થઇ ગયા બોલતા સૌમ્ય વાચા,
જાતાં ફૂટી કર અડકતાં વાસણો જેમ કાચાં !

સેવ્યો ઊંડો અતિ અણગમો તે મને ના જ છોડે,
દાબે દાબે પજવણી ભર્યાં, જાઉં ત્યાં થાય જોડેઃ
આપે શીખો અગવડ ભરી, સૂચનાઓ સ્વતંત્ર,
જાણે, જાણે અનુસરણનું હોઉં હું માત્ર યંત્ર !

વારે વારે વખત મળતાં જોયું છે મેં વિચારી,
ખાધાં એણાં ખચિત ન હતી તેટલી ભૂલ મારીઃ
ખોઇ છે કેટલીક વખતે સત્ય મેં મારી નિષ્ઠા,
લેવાને જાળવી સવડથી પારકાંની પ્રતિષ્ઠા !

ઓછી મારી કરી અધમતા, આપીને શીખ સૂકી,
કેવી હા ! હાલત મહીં મને છો રહ્યાં આપ મૂકી ?
થાતાં પ્હેલાં સમજવું ઘટે, જોઇ ખામી, સરોપ,
છે તેમાં કેટલું ખરું અને કેટલો દૃષ્ટિ દોષ !

વેચાતું જે મળતું નહિ તે મેળવી માત્ર એમ,
ભારે બોજો ઉપકૃતિ તણો વાળવો કેમ કેમ ?
કહાવી મિત્રો અભિમુખ કરે જો ઉપાલંભ ઊંડા,
શા માટે હું શરણ ન લહું જેહ છે શત્રુ ભૂંડા ?

છે ઓછી જે ઉપર મમતા આગ્રહે તેહ આપી
ઝીણા ઝીણા હૃદયપલિતો પાડતા કોષ કાપી;
છીણી કેરા સર પર ફરે કોપરૂં રંક જેમ,
નિર્દેશેલા તમ પથ પરે હું જતો આજ તેમ.

છે જેનું જે સ્થળ નિયત, ત્યાં માત્ર તે વસ્તુ શોભે;
ખોવાતાં ગૌરવ નિજ અને નેક અન્યત્ર થોભે:
છોડી રસ્તો સરલ, વસમો માર્ગ હું કેમ ખેંચું ?
મારૂં પોતાપણું નવ કદી વેડફું કે વહેંચું !

દેખાતો જ્યાં જન નયનને શૂન્ય જેવો વિવેક
સાચા સ્નેહે મઠ નિજ કર્યો ત્યાંય છે ભવ્ય એક:
આચારોનું અવિતથપણું જેહ નેત્રે જણાયું
સામા હૈયા તણું સુખ ખરૂં તેહ હૈયે સમાયું.

એ રૂહેવા દો સહુ તમ કને પાત્રતાનાં પ્રમાણ.
નિંદાથીયે અધિક કડવાં લાગનારાં વખાણ;
અંગીકારી કૃતકૃતપણું પ્રીતિ આપ્યા પહેલાં.
માગું છું કે મુજ થકી ખસો ઓ વહલાં, વહેલાં !

# તૂટેલી ચંપલને

:ગઝલ:

પા રતલની પ્રિયા માહરી ઓ ચિલ્લાતી,
નથી તું કેમ આજ કોઇ રીતે મનવાતી ?

પડી તું ગિલ મહીં, છે મારે જવું મેહફિલમાં
હરીફો દોસ્તતણી ખુરસીઓથી ઉભરાતી:

રોકી રાખ્યો તેં મને રાહ તણી અધવચમાં,
ના છોડે તું મને, યા નહીં તું છોડાતી !

હતી પળવાર ઉપર મસ્ત તનદુરસ્તીમાં,
નાખુશીની ક્રિયા તાહરી ન સમજાતી.

થઇ તને શું ગયું હાય, ચકાચક આંહીં ?
જરા જોવા દે મને છાતી તારી છિનવાતીઃ

તહીં મજલિસની મહીં માહરી સના થાતી
મગર બાઝારમહીં માહરી ગિબત થાતી !

અશકત એકલી મંઝિલ તરફ જવા માટે
કયાં છુપાવું તને ! સુંદરી ઓ શરમાતી ?

પરી પાંખો વગરની, બેબદલ ! પતીલ તણી !
રહી સહી ય મહારી અહીં ઈજ્જત જાતી !

પ્રભાત નર્મદા

# સોગટી

:ગઝલ:

ફરતી હું સ્થાન સ્થાને મઝલ મારી કાપતી,
ગુજરાનની મારા કશી ફિકર ન રાખતી;

હવાલ મારી જિંદગીનો જો પૂછો તમે,
તો સાચું કહેતાં મને શરમ ન લાગતી:

આજે હું હતી કોઇની, થઇ કાલ પારકી,
પૂરી એક યારથી ન મારી કામના થતી.

મારી જુવાનીમાં અને મારી ઝયીફીમાં
હું જેમ નાચતી સદાય તેમ નાચતી!

ગાફિલ જે કોઈ મારી કદી મશ્કરી કરે
જતી લાજ તેહની–મહારી લાજ ના જતી:

મૂકી વજૂદ મારી વફાદારીમાં રહે
તે મારતો મને અને તેને હું મારતી.

કદી, હોય રાય રંક તેહને બનાવતી;
અને રંકને કદીય હું રાજા બનાવતી;

કિસ્મત નથી જેનું કદાપિ તેની હું નથી–
હારે છે તમારૂ નસીબ–નથી હું હારતી.

કરજો મહારી વારતા મિત્રો મહીં, પતીલ,
જે ચાહે છે મને હું તેહને ન ચાહતી!

# તરસ્યા હોઠોની કથા

:સુખમ્મસ:

તરસ્યા હોઠોની કથા છે સુણી, સુણી યા ના ?
જતા સુકાઇ ગળાની વ્યથા બુઝી વા ના ?

એશ તણા કમરા સહીં યારો સંગ હસીન
સાઝ સાથ સુખ ચેનના વસનારા, ખુદબીન !
ધર્યા કદીય કાન સાદ તર્ફે રોતાના ?

શી ઘાયલની વેદના બેદરદીને હોય ?
કાંટો પણ વાગ્યો નથી કદી જેહને પાય !
કદમ સિંપાહી તણા ના રહે કયંહીં છાના.

લેવી બક્ષિસ તેહની છે ભરવા સમ દંડ
દૂર બુઝર્ગીનો કરી જે શકતા ન ઘમંડ,
મુખે પોતા તણા કરતા વખાણ પોતાના !

ના તારી મુજને ખપે લેવી વ્યર્થ સલાહ,
હોય સાથ તૈયાર મુજ જો ન ખેંચવા રાહ
જવા શહેર ભણી યા બતર્ફે વીરાના !

લેખાવા સહુ કો ચહે દાના તેમ હકીમ,
ભલે મેળવે હાલ કે થાય હલાક સકીમ,
બિછાના પર પડેલ પાથરેલ બીજાના.

શું ફ્રેફલથી હા ! સરે તેમ અમીરી પાન ?
કંઇક દિવસથી છું થયો ફ્રાકાનો મેહમાન:
ફર્યો પરદેશી સમો મુલ્કમાં હું પોતાના !

પ્હેલાં તો પુછતા હતા ખાનદાનની ખેરઃ
શી મતલબ છે જાણવે મારો આજ અવેર ?
લાખો સુલ્તાની છે મુજ તાક મહીં ખિસ્સાના.

કરી તિજારત છે રહી રૈયત ને સરકાર,
નહીં જગા છે પ્યારને ક્યાંય રહેલ લગારઃ
ગયાં છે દ્વાર થઇ બંધ ખરા ધંધાના.

ગયા છોડી દુનિયા ઘણા મેળવતાં તસદીકઃ
જેમ વધુ દાના થયા તેમ વધારી બીક.
કર્યો બરબાદ ઇલ્મ મોહમાં પરીક્ષાના !

થયા પેચમાં પારકા ગાફિલ ને મજબૂર,
હતું પ્હોંચવું જ્યાંય તે મકસદથી દૂર દૂર !
અભાવને વજૂદ જાણકાર રસ્તાના.

આવે મર્ગ જતા ઘણા થઇ બીજાથી બાદ
નામ છતાં વિરલા તણા માત્ર રહેશે યાદ
ગયા ખપી જે હતા જંગમાં શહીદાના !

ના નિષ્ઠુરતાથી નિરખ કાવ્યકારની તર્ફ,
કરતો હિંસા માનની તેમ ઉચ્ચાર ન હર્ફ,
ગઈ બા'હિર હો ભલે મ્હેલ શાહઝાદાના.

ના ખંજરથી જે બને યા આતશને પ્રાસ
તે શકતો શાયર કરી, શેરગોઇનો શ્વાસ,
કમાલથી પલીલ માત્ર એક મિસરા'ના !

# નૈયા ડોલે

: તર્ઝ :

નૈયા મોરી મધદરિયે ડોલે,
ચઢતી ઉલ્લોલ કલ્લોલે....નૈયા મોરી૦
મેઘલી રાત દીસે નહિ તારા
વીજ કરે ચમકારા :
આવતાં મોજાં અને અથડાતાં ફેનિલ ફુર ફુર બોલે.
નૈયા મોરી૦

ગજસેના સરખી નગમાલા
દીસતી દૂર કરાલા;
રોષભરી રમણી સરખો શશી મુખ ઢાંકે મુખ ખોલે.
નૈયા મોરી૦

ક્યાંય જવાતું ન તે સમજાતું
અંતર રાંક રીબાતું :
પાસ પતીલ, ન સ્નેહી ન સાથી ત્યાંય ખબર મુજ કો લે ?
નૈયા મોરી૦

૧૨

# એક ખંડ

: ગુલબંકી :

પડયા છુટા અમે ઘવાયલા ગમે સ્હવારના સમે,
સુવર્ણ છાંયમાં તરુની બાંયમાં, સુઅલ્પ કાયના !
સદાય કારણે સુખી સ્વણારણે અશોક-આંગણે.

અમારી આગળે ભરી પરિમળે પગે ઉતાવળે
હજીય તો હતી મહા કૃપાવતી વસંત આવતી.
ન જાણ્યું શું વહ્યું શું યા અમે સહ્યું શું સૃષ્ટિએ કહ્યું !

ન લ્હાવ કો લીધા ન લાભ કો લીધા ન દાન કો દીધા;
અમારી આદરી ન સાથ યા કરી શકયા મુસાફરી.

પડયા અમે છુટા– ન ખેલીને પટા, ન શત્રુઓ કટા;
ન રોષ રાગમાં, ન દોષ દાગમાં, ન ઝેર આગમાં !
ન ચેપ સ્વાર્થનો ન લેપ અર્થનો ન મોહ ગર્થનો,
ન તેમ સાંકડી હતી ઉરે અડી કુનેહની કડી !

પડયા છુટયા અમે ઘવાઇને ઉરે, બની કપાઇ 'એ,'
ન જાણ્યું શું ખમ્યું, શું સ્હેજમાં બન્યું– શું દૈવને ગમ્યું !

થયા અમે જુદા, જુદા સદા સદા, લીધા વિના વિદા,
ન હોંશની મહીં, ન હામની મહીં, ન આશની મહીં.

થયા અમે છુટા હતા જ જે જુદા ન પારણે સુતા,
ગયા છુટા પછી, મળી ન આંખડી– થઈ ન વાતડી !
ન બોલવું રહ્યું, ન પૂછવું રહ્યું, ન યાચવું રહ્યું;
શું એહું યા થવા મળી ન માનવા પળે વિચારવા !

સ્હવારના સમે પડયા છુટા અમે ઘવાયલા ગમે;
ઘવાયલા ગમે સ્હવારના સમે પડયા છુટા અમે !

# વિષાદ

: હરિણી :

બહુ દિવસથી મારે હૈયે ગમે ઘર છે કર્યું,
મનડું મુજ આ કોઇ રીતે કરાર ન પામતું.
શું ય અનુભવુ છું હું તે ના શકાતું કહીઃ ઘણા
દિવસથી દુભાઉં છુંઃ કેવું અકારણતા ભર્યું
દરદ ! નથી જે કોઇ રીતે, કદીય વિરામતું ?
નથી વિરમતી જેની સાથે મ્હારી વિચારણા
સુખ થકી રહ્યો છેટો તેની, ગયો વહી કેટલો
વખત, તુજને ધ્યાતાં, ભાવી ? નજીકપણું નહીં
તુજ મળ્યું મને, જેને માટે અનારત હું અહીં
તરફડી રહ્યો ઉત્સાહોથી અતાવૃત, એકલો !

કર થકી મહા દાબી કોઈ મને શું ય હોય ના
રહ્યું, થતું કંઇ એવું; ઊઠી હું ના શકતો સુખે
મુજ અલસમાંહેથી, જારી રહેલ મને ગ્રસી.
કરી શકું ઉમંગેથી એવો મળે શ્રમ કોઇ ના,
ફરજ લઉં સ્વીકારી જેને હું યા હસતે મુખે;
મુજ અધમતામાંહેથી આ શકું શી રીતે ખસી ?
વિદય જડતા જેને છું હું શિકાર થઇ પડયો
કરતી મુજને તે ના છુટો, કરી બહુ પ્રાર્થના
યદપિ; બહુધા ભારે સાદે કર્યા વળી તેહના
પડી ચરણમાં કાલાવાલા અને અને બહુ હું રડયો !

નહી વિરૂપતા છોડે કેડો વિલક્ષણ જાતની
શ્રુતિ–ઇયળના જેવી, રહેતી સ્મૃતિમહીં જે વસી
પ્રસવતી ભરી દેતી માથું ભુંજાર ભયંકર !

જમી મગજનો ચાવો જાતી, નઠોર સ્વભાવની,
ફિકર કરતી ના મ્હારી જણાતી જ જે કશી,
અગર કરવા દેખાતી જે પ્રવૃત્ત સ્થળાંતર !
બહુ મન હતું રાખ્યું જેમાં, હતી બહુ મેં કરી
દિવસ રજની જેને માટે ઉરે મુજ ઝંખના
અવગણી ઊભી છે તે આજે મ્હારી ઉપાસના
હતી ન કદી જેને આરાધી મને રહી તે વરી.

ક્યંહીં લઇ તને જાઉં ? નાખું કંયા સ્થળમાં તને ?
કઈ વિધ તને ફેંકું ને હું કઇ વિધ ઠાલવું,
હૃદયની મહીંથી મારા, ઓ અમંગળ શોચના ?
શકતી તુજ ના મિત્રાચારી લગાર રૂચી મને.
હૃદય મુજ છોડીને શોધી તું લે સ્થળ કો નવું,
વસ નહીં વિસંવાદોમાંહે; સુખી પુરતો વિના
તુજ મદદ છુંઃ લેવા માટે ફરી નહીં આવતી
મુજ ખબર, હું બોલાવું ત્યાં સુધી. બનતી ત્વરા
કરી ઉપડ—તારે માટેનો ન ખેદ મને જરા.
શું ય મુજ મહીં છે એવું કે મને નથી છોડતી ?

જ્યંહીં જ્યંહીં ગયો ત્યાં ત્યાં આવી તું માહરી સાથમાં,
ન થઇ અળગી, છાયા પેરે, ગણી યદપિ નહીં;
તનની કફની જેવી મારી હતી તું રહી બનીઃ
નિરખ્યું ઝબકી ત્યારે ત્યારે હતો તુજ બાથમાં.
બહુ હું બદલાયો, તું તો જે હતી બસ તે રહી,
લઇ પરમ ઊભેલી ભેટો સહોદિત સ્નેહની !

કહી વચ કટુ લીધી જે મેં વહોરી કૃતઘ્નતા
ચહું તુજ કને તેની માફી. હતા નહીં તેં કીધા
જરૂર જ ગુના જેના જેના તને ઠપકા દીધા !
અમ સરિખને ઓછી તારી નથી ઉપયોગિતા.

## પ્રેમ અને આશ્વાસન

: માલભારિણી :

અજવાળું થયું અદૃશ્ય જ્યારે
નીકળ્યો હું ઘરમાંથી બ્હાર ત્યારે;
મુજ ગ્લાનિ ન જાય અન્ય ઝાંખી
બનતી તેહની સાવધાની રાખી.

ડગ બે ન હતાં ભર્યાં હજી મેં
દર કેરી મુજ દેહલી વટીને,
મળવા મુજ પ્યારી ત્યાં પધારી
હતી જેના ભણી આદરી સવારી.

અટકી ઊભી આવી પાસ શ્યામા,
નહિ બોલી શકી કાંઈ વકતુકામા;
સહસા નહિ ઓળખી જ તેને
ઉર સાથે હતી ચાંપી નિત્ય જેને!

સુમુખી અભિસારિકા મ્હારી
હતી આવી શણગાર સૌ ઉતારી,
વચની સુકુમાર, દેહવેલી
કરીને ધારણ આકૃતિ પહેલી.

દીસતી ગગને નવેન્દુ લેખા
ત્યમ દેખાઇ વિનમ્ર તેજ રેખા;
અથવા બટમોગરાની મીઠી
નહિ જાણે શું ય પાંખડી જ દીઠી!

હળવે હળવે ફર્યો હું પાછો
લૂંઇને સાથ પ્રકાશ એહ આછો;
જઈ ખંડ મહીં ઉભેય બેઠાં—
પડતો'તાં નયનેથી આંસુ હેઠાં !

સ્મિત મંદ પ્રયત્નનું કરીને
કહ્યું મેં આમ વહાલી સુંદરીને:-
"મુજ સાથ જતી પડી તું આંખી
મુજથી તે ન શકાતી વાત સાંખી.

"રુંજ જે મુજ હૈયું આ વહેરે
અથડાવા નહિ દે તું તે ચહેરે;
થતી સજ્જ તું સાથ મારી રોવા,
પછી હ્યાં કોણ જ આંસુ હાય! લોવા?

"શતધા તુજ ચાર છો વીંધાય,
કરમાવા મુખ દે નહીં કદાય;
રસમૂર્તિ રહ્યો હું જેહ લેખી
શકતો તેહની દીનતા ન દેખી.

" અભિમાન નથી મને મ્હારૂં
પણ હૈયે અભિમાન છે તહારૂં;
જગનું યદિ હોય રાજ મારે,
ધરૂં મારો શિરપેચ પાગ તારે!"

* * *

કરી અલ્પ વિમર્શ બોલી બાલા,
દઇને ઢાંકી કપોલ કલેદવાળા,
હૃદયે સરખું જ દુઃખ સ્હેતી,
વચનો આ મૃદુ વાણીમાં વહેતી:

"ઉરનાયક ! એ શું આપ બોલ્યા ?
તમને મેં બહુમાંથી એક ખોળ્યા;
બળતી મુજને બચાવી લીધી
મુજ પે એ કરુણા ન અલ્પ કીધી!

" તમને દીધી સોંપી વસ્તુ છાની
અધિકારી તમને જ તેહ જાણી:
ચહતી મતિમૂઢ જાત નારી,
હતું એવું કંઇ પાસ ના તમારી.

" મનથી વરી આપને રહુ છું,
ડર કોનો દિલમાં નહીં લહું છું;
પરવા વિણ લોકની ફરૂં છું–
કરતા જે મુજ નાથ તે કરૂં છું.

મુજને કરતાં ન આંસુ મેલી,
નહિ આભૂષણથી થતી હું ઘેલી:
ગુણ હોય, ન હોય યા મહારા–
બસ હું શોભતી નામથી તમારા !

પ્રભાત નર્મદા

# સાજનની ભેટ

: તોટક છંદ :

નીકળી સખી સાજનને મળવા
સજીને શણગાર તને ગરવા;
રજની ગત રાગ રસે કરવા,
પડખે વસી તેહ તણે,
દિવસે અનુરૂચિ ઘણે.

દયિતે દીઠી આવતી તે અબળા,
ઉરની હતી વ્યાકુળ જે અબળા,
ઉરની અસુખી, મનની નબળા,
ડરથી ચરણો ધરતી,
હતી માઝમ રાત જતી.

ગગને હતી કીધી કઠોર કૃપા,
વળી દામિની લાગી વધુ દમવા:
શું ! ઉપાય હતો દુખ એ શમવા
વિણ સંગ સહાયકની,
નિજ જીવનનાયક ની ?

ગયું સત્વર મંદિર દ્વાર ખુલી,
નિજ વલ્લભને મદિરાક્ષી મળી;
ઉભયે ઉરની અભિલાષ ફળી.
પણ હા ! સમજે જન કો
ક્રમ કાળ તણો કપરો ?

તહીં ફ્રેલી બિના દિવસે અપરે,
ઉપડયો નર સાગરની સફરે;
રહી એકલી નેહવતી નગરે,
ઉપવાસ, ઉજાગરમાં,
નિજ શૂન્ય ગૃહોદરમાં.

દિન દૂર થતાં વધી તેહ વ્યથા,
કશી આવી વિદેશતણી ન કથા;
થયું જીવન જીવવું એહ વૃથા.
હતી સાઝમ યામિનીએ
થઇ અંતિમ ભેટ જ તે!

## સ્વજન વિરહ

: પૃથ્વી :

હતો નહિ હું જાણતો કદીય મિત્ર તે મેં કીધા,
હતો નહિ જ ઇચ્છતો વિષમ ઔષધો તે પીધાં;
ન જાણુ મુજને હતી વિકટ પંથ તે મેં લીધા!

વિયોગ સ્વજનો તણો સખત આજ સાલે મને,
પડયો સહુયથી છુટો–નહિ મળ્યો ફરી એકને:
અરે! ફરીથી માહરાં સહુય કયાંયથી તે બને?

ગયું સરકી એક જે પ્રિય સ્હવાર સોહામણું,
બની સરલ કેન્દ્ર. માહરી અતૃપ્ત આ આંખનું;
નહીં નહિ જ દીઠું તે, ન અથવા ન દીઠું ઘણું!

દીઠા કદીય આવતા કળરમાંથી પત્રો તમે?
કરી ખબર કોઈ ત્યાંય અથવા? જિતેલા યમે,
મહા બુરજ માટીના વખત ખેંચી ખોયા અમે.

શકું ન સમજી શું પાર જગ કેરી પેલી હશે,
કહે નહિ જ કોઈ વાત, જન ત્યાંય કેવા વસે;
અને મગજ કલ્પના ન કરતું રીબાતું રીસે.

કસે કૃપણ ભાગ્ય ચાર અટકી ગયા આવતા,
કરી કુદરતે મના સહિત હર્ષ પાસે જતાં;
મને ફ્રિશુણ સાંભરે સુખી દિનો, તમે શા હતા !

ફરૂં ફિકર માંહીં હું, ફરૂં વળી બની બ્હાવરો,
નિરાશ, નિરુપાય, અલ્પ, અવસાદથી આકરો;
મુસાફર યુવા તણો–પણ જરા પ્રમાદી ખરો !

" તું કેમ અથડાય છે ?" નહિ જ કોઈ પૂછે મને,
" ઉદાસ ક્યમ તું, અને સખત દુઃખ શાં છે તને ?
પ્રવાસ મહીં તાહરા નથી જ કોઇ સાથી, અને ?"

મને જીવન માહરૂં મરણથી ય ઝાંખું દીસે,
સૂજે ન શ્રમ યુક્ત કો, દિવસ રાત જોવા ડસે;
નિહાળી મુજને જડો મુખ વિચિત્ર રાખી હસે !

કર્યું નથી જ મોડું મેં પણ ગયો પછાડી રહી,
સુણાઈ જુજ વારતા મુજ, અનેક જો કે કહી;
વ્યથા વિદય કેરી રાત દિન જે રહ્યો હું વહી.

કરી કરી અનેક યાદ ગત કાળની હું ભરૂં,
જળે નયન માહરાં; રુદન તોય ખેંચી ખરૂં
શકાય મુજથી નહિ : સમજ આવતાં તે ડરૂં !

કદાચ જગ જાણી જાય મુજ મંદ કાર્પણ્ય એ,
વિસારી શકતો હું ના, પણ નહીં છુપાવાય જે;
ભળી કરું સમાજમાં અરર ! વ્યક્ત તે શી રીતે ?

પ્રથા જગત કેરી સાથ મુજને ન સંબંધ હો,
 મને વખત શોભવા જગતમાંહીં આ કેટલો ?
 પતંગવત જિંદગી, નિકટ મૃત્યુદીવો ખડો !

હું જાણું નહિ હાલ કાલ મુજ શા થશે, કો કહે ?
 કદાપિ સરિતા વિશાળ મુજ આ વહેતી રહે;
 અને હૃદય બંધ થાય, જડતા સદાની ગ્રહે !

પછાડી નિજ પુસ્તકો જઇ સ્મશાનમાં જે સૂતાં,
 વિરામ નહિ ઇચ્છતાં, પણ વિરામ લેતાં સદા;
 ગયેલ પરવારી તે સહુય મૃત્યુને પામતાં ?

નહીંજ; અધુરાં રહી કંઇક છે લખાણો ગયાં,
 વિભાગ નહિ પૂર્ણ છે કંઈક ગ્રન્થ કેરા થયા;
 કંઇક ઉપદેશ મર્મ વણ અસ્ત સોંઘા રહ્યા !

કૃતઘ્ન સમયે ન કામ કંઇ બાકી રાખ્યું બુરૂં,
 દીધું નહિ જ છે થવા સહુય આદર્યું તે પુરૂં;
 પ્રવીણ ગુરુઓ ! કહો, કરવું માતરે શું શરૂ ?

શકું હું કયમ વાપરી રુદનમાં કલા માહરી,
 મીઠો સમય માગતી ? હજી ન પૂર્ણતાને વરી !
 રહી સખત વેદના હૃદય જોર મારૂં કરી.

તું કેમ થઇ સજ્જ આજ ઉભી અપ્સરાના સમી ?
 નિહાળ તુજ આપદા, કર વિચાર–છે તે કમી ?
 અનેક રજની હતી સુહૃદય સાથ જે આ રમી !

તજી સહુય અંગરાગ, બન સાચી તું સત્વરે,
 વિલેપન વૃથા હવે તુજ શરીરને તું કરે;
 ન આજ ગુજરાતને, ઠગી શકીશ આડંબરે.

ઊભા ગરણિયા અનેક ત્યહીં આજ છે તું ઊભી,
કસે તું તપ તેમનાં, તુજ કસાવનારી ખુબી—
સમાલ ! નહિ જાય છેક નિજ સ્વૈર નાદે ડુબી.
સુહાગણ; સુકોમલે ! સુગમ સ્નેહ તારો થતાં,
ગયાં કંઈક આંસુઓ મુજ ઉડી; રહે છે છતાં,
હજીય દ્રય બાષ્પ બિન્દુ, નહિ જે સૂકાશે કદા !

# ઉરપારવાં

[ગાથા] : વિયોગિની :

૧

"મન શી વિધ વારવાં ! સખી ?"
ઉચરે ઉરપારવાં સખી,
વિકલી વિકલી વિષાદમાં,
દિનરાત બિચારવાં, સખી,
ઉચરે ઉરપારવાં સખી !

૨

પિયુપીડ–બહાવરી અલી,
અતિ નાજુક ભાગ્યની, ભલી,
"સુદુરંત વિપત્તિના પથે
પગલાં કયમ ધારવાં સખી ?"
ઉચરે ઉરપારવાં સખી,

૩

ન ખમાય, ખમાય ખેદના,
મુજ તેમ તહારી વેદના;
"પડી એકલડાં જ એકલાં
નયને જળ સારવાં, સખી"
ઉચરે ઉરપારવાં, સખી.

૪

સુખનાં દિન સાંભરે, છતાં
કરવી શી ય તેની વારતા ?
"શ્રમ સેવી, વિદારતા વ્યથ
બળતાં દિલ ઠારવાં સખી."
ઉચરે ઉરપારવાં સખી.

૫

જન બંક અતંકને ભજે,
પરઓથ, પરાશ્રયો તજે;
"વણુસ્યા નિજ હાથ કાજ તે
નિજ હાથ સુધારવાં સખી"
ઉચરે ઉરપારવાં સખી. !

# ભૂખમરો

[દર્જ] : શિખરિણી ખંડ :

બધાને બોલાવો, અફસર' અમીરો, અનુચરો :
'લઇને આયુધો સહુય નીકળે બ્હાર' ઉચરો.
વહેપારી, ખેડુ—
કરો સૌને તેડુ ;
રહે કોઇ બેસી નહિ ઘરખુણે,
એકલપણે :
રહેલો છે, કાંકે, અશુભ હુમલો નાખી ફરતો,
કદમ નિજ પાછાં ન ભરતો,
જનારો લોહી પી, શત મુખથી, ભૂંડો ભૂખમરો!

# ચુંદડીના રંગનાર

[ આખ્યાયિકા ] : રાસ :

આપણી તે પોળની પાસેની પોળમાં
રહેતો હતો રંગરેજ,
તે જ જેણે રંગી તુજ ચુંદડી.
તારી એ ચુંદડીના રંગનારની કથા
સાંભળ તું સ્વામીને મુખે જ,
પ્હેરી આજ પાછી તે ચુંદડી. ૧

આવી રંગાઇ ઘેર તારી આ ચુંદડી
કોણ હતું જાણતું તે વાર
ચુંદડી ચણોઠીના રંગની !
કે તેને જોવું હતું બીજું પ્રભાત નહીં
આપી કરીને તૈયાર
ચુંદડી ચણોઠીના રંગની ? ૨

તારી એ ચુંદડીના બારીક પોતમાં
એવો હશે એક તંત,
શું ય તે તું જાણે ઓ સુંદરી ?
જાણે ન તું ય અને જાણું ન હું ય વળી
આવ્યો જે માંહીં એહ અંત,
આવ્યો છુપાઇને, ઓ સુંદરી. ૩

તારી આ ચુંદડી તે છેલ્લી જ ચુંદડી
જેહ એને હાથે રંગાઇ,
રંગનાર સેંકડોની ચુંદડી,
મારી જે આણુ પ્રિયા પ્હેરે છે ચુંદડી
તેના તે મૂલ કેમ થાય ?
જિંદગીના રંગભરી ચુંદડી ! ૪

ચુંદડીનો રંજનાર ચાલ્યો ગયો તેને
બીજે દિને જ હતું પર્વ,
ધારી અંગ જ્યારે તેં ચુંદડીઃ

કોને ઉત્સાહ નહીં, કોને આનંદ ન'તો ?
કોને હતો ન વળી ગર્વ
પ્હેરી જે સવારે તેં ચુંદડી ? ૫

ચુંદડીનો રંગનાર સૂઈ રહ્યો તેને
પાડવા ગયું ન કોઈ સાદ,
ખેંચનાર જિંદગી દુરંતની,
સૌ સૌના તાનમહીં સહુ યે મશગુલ હતાં,
આવ્યો ન કોઇને એ યાદ
ગયેલો યાત્રાએ અનંતની ! ૬

પોતાનો મિત્ર હતો પોતે એ રંગરેજ
છોડી જનારો સંસાર
પૃથ્વીએ પછાડી નિજ દેહને:
એને ન બેન હતી, એને ન ભાઈ હતો,
પત્ની હતી કે પરિવાર,
કોઇ યા ચ્હાનાર હતું એહને. ૭

ચુંદડીનો રંગનાર જોકે ચાલ્યો ગયો
ર્‌હેશે સ્મૃતિમાં છતાં ય
તેહની રંગેલી આ ચુંદડી.
ધારી છે અંગ પરે તેં જે આ ચુંદડી
તેનાં વખાણ ક્યાં ન થાય ?
રંગની ચણોઠીના ચુંદડી ! ૮

# વાદળીને

: માલિની :

વરસ વરસ વ્હેલી, વાદળી ઓ ભરેલી,
ગગન પર ચઢેલી, અદ્રિશૃંગે અઢેલી;

વરસ વિષમ કાળે, ઓ બનેલી વરાળે,
જગત સકળ રોતું તાહરી રાહ જોતું !

વરસ વધી વધીને, ઘેરી સૃષ્ટિ બધીને,
વિચરતી વિખરાતી, ધૈર્યનાં ગાન ગાતી !

વરસ વરસ રે ! હા, સાવરી ઓ સુદેહા;
વરસ વરસ, આલિ, જા નહીં વ્યર્થ ચાલી.

કરતી ક્રીડન રૂડા, ઘેરી ચોપાસ ચૂડા
ફર ફર ફર ફોરાં આવવા દે તું ઓરાં.

વરસ વરસ કૂદી, આભની મધ્ય ઊડી
જન તણી શ્રમજીવી ઓથ ઓ ના નજીવી !

પડ પડ પથરાતી, પાતળી અંગ થાતી
સુરધનુથી સુહાતી, નર્તતી, નેહ પાતી,

લઈ સહિત મૃદંગો, મોડતી મુગ્ધ અંગો
નહિ શું પ્રકૃતિ પોતે ઊભી આશ્ચર્યઓથે !

પવન થકી તણાતી, ફાલતી ફેરવાતી,
વિતર વરદ વારિ આભમાં ઊડનારી:

ભીષણ દનુજ સામે જોઇ 'દુર્ભિક્ષ' નામે
કરી તુજ ભણી દૃષ્ટિ છે રહી સર્વ સૃષ્ટિ.

કર કર પડકારો કાળ સામે હજારો;
અમ સુખતણી ચાવી રાખતું હસ્ત ભાવિ !

સૂચવતી સદુપાયો, શ્રેયનો આપ છાયો;
ઉદય ઉપર ધાવા કેતવે દે ન જાવા.

મયૂર નિરખી નાચે, ચાતકો જોઈ રાચે
પરમ પુનિત એવી આ દયાવંતી દેવી,

કરતી તુજ અપેક્ષા, યાચવા સ્નેહશિક્ષા
વિધ વિધ વિનિપાતે આ પડી છે પ્રજા, તે !

# છેલ્લો આશરો

: ગઝલ :

હતા જે કાશીશાળાઓ મહીં સાથે થનારા
થઈ ભેગા બજારોમાં કરેકર આપનારા,
ખુશાલીના વખતમાંહે ખબર મુજ રાખનારા
રફીકો ક્યાં ગયા આજે ખુશામતિયા અમારા !
મુસીબતમાં નથી કોઈ સલામત પૂછનારા :
કબરમાં છે નહીં શમ્સો કમર અથવા સિતારા;
હતા બિસ્તર ઉપર જેઓ દિલેદિલ દાબનારા
જનાઝામાં સૂઈ સાથે નથી તે આવનારા.
મને જીવતો દફન કરવા થયા તૈયાર, મારા,
ભૂલું હું કેમ તમને, ઓ મને ભૂલી જનારા ?
રહ્યો છું એકલો હું ચાલી આ રસ્તે મહારા,
મહારી માલિકીઓમાં મઝાથી મ્હાલનારા !

નથી લેવા મને ઇચ્છા સમરકંદો બુખારા,
ખરા જે લાગણીનાં માંગું છું હું આંસુ ખારા.
અગર ખંજર જિગરમાં છો તમે આ ભોકનારા,
દુઆ માગી રહ્યો છું હું સદા હકમાં તમારા.
ન પાસે આશરો લીધો પતીલે કોઇ પ્યારા—
રહ્યો છે આશરો તારો ફકત, પરવરદિગારા !

# આશ્વિન માસ

: તર્જ :

નથી આ આવ્યો પ્રથમ જ આશ્વિન માસ
થતું જે સાથે આપણું વરસ ખલાસ !....નથી આ૦

સખત વ્યસનમહીં નાખી કાઢી, સખિ,
ગઈ અગિયાર અમાસ,
પિહિત, અંતરિત સાથ શોકમય
અલ્પાશન, ઉપવાસ ....નથી આ૦

દરદ શરદનાં છે હજી આગળે
નખશિખ કરતાં આસ;
વ્યથિત વધારે સાંખી થવાતું
અછત અમલનો ત્રાસ....નથી આ૦

શા અવ ઉત્સવ તવ પતીલને ?
શાલ ન સાદડી પાસ:
એક અન્યની માત્ર ઓથથી
ખેંચવો જીવન-પ્રવાસ....નથી આ૦

# પરાપૂર્વના યોગ

: શાર્દૂલવિક્રીડિત :

[ સૉનેટ ]

ના આજેજ થતો મિલાપ, રસિકે ! આ લોકમાં આપણો;
આવ્યાં ઓળખતાં છીએ યુગયુગોથી જેહ અન્યોન્યને:
ના યા પ્હેલીજવાર પાઠ શીખતાં આ સ્નેહના ધર્મનો
રૂહેતો માત્ર જ યાદ જે ફ્રરી ફ્રરી આપ્યાં લીધાં ચુંબને.

સાથે આપણ બે હતાં સૃજનની પામ્યાં લ્હાણી અને
સાધ્યા અભ્યુદયો, ઝીલી સમયની સંવેદનાના કણો,
આશ્ચર્યે ગરકાવ થૈ નિરખતાં આશ્ચર્યના વિશ્વને,
છે જેઓ સમશીલ લભ્ય કરતાં સદ્‌ભાવ તેઓ તણો.

ના આજે જ, રસેશ્વરી ! મુલવતાં ઉદ્યોગને આપણા,
મેધાના અધિકારીઓ તણી કને માર્ગે જતાં આવતાં,
આવ્યાં તેમ છીએ પરંતુ કરતાં જન્માંતરોથી ઘણા,

ના એવું નથી કે ન આપણ નહીં પૂર્વે કદાપિ હતાં;
જન્મ્યાં સાથ, છુટાં પડયાં, ફ્રરી મળ્યાં, ભૂલ્યાં ન એકેકને
જારી એ ક્રમથી રહ્યાં રસતણા આ રાણી વ્યાપારને !

# બુલબુલની પ્રાર્થના

: ગઝલ :

રોતી હતી બુલબુલ બાગમાં; કરતી હતી શોર સંવારની,
જાંસોઝ રુદન કરતી હતી કો ડાળ ઉપર ગુલઝારની:
તે દેશ હતો દવેંશનો ને હતી કબર ત્યાં કૈંકની
જ્યાં ગયો બની બોસ્તાન છે, આવેથી ફસલ બહારની.

રોતી હતી તે આલાપતી, આલાપતી ને ઉચ્ચારતી:–
"હું વાત કહું હા ! ત્યારની કે વાત કહું અત્યારની ?
જાણું છું રિવાયત લાખ હું જે શોધી મળે નહિ ગ્રંથમાં
પણ કોણ જણાં સમજી શકે મુજ—પાંખ ઉપર ઉડનારની ?
છે નહિ જ દર્દ તે માહરાં કરતી હું શિકાયત જેહની,
ને રાવ નથી આ માહરી અથવા મુજ મુશ્કિલ કારની.
આ પ્રેમ તણા પરકારમાં, આ ઈશ્ક તણા રિઝવાનમાં
શું હોય જ કારણ શોકનું વસી ડોકપરે દિલદારની ?
તેં સુણ્યા હોય જે આશકો, જો સુણી સખુન મારા શકો :
શું નથી જ બિના ગતકાળની આ ખાકમહીં અત્યારની ?
ગઇ ઉઠી સલ્તનત સેંકડો, પડી ગઇ દુકાન દમામની,
નહિ રહી નિશાની હયાતની કિશ્વર પર કૂચ કરનારની.
ઓ મને આવતી સાંભરી અવનવી તવારીખ સામટી;
જે નથી જ વર્ણવી ક્યાંય એ કરનાર શિકાર, શિકારની !

જ્યાં નાઝ બતાવ્યો કરણે, જ્યાં ધૂમ મચાવી ગાયકે
ત્યાં કોણ હતો વચમાં ખડો પીનાર અને પાનારની ?
જે મને બક્ષતો મોજ હાં તે હોય બધાં પર મ્હેરબાં
માગી છું રહી બસ, ઓ પતીલ હું એજ દુઆ કિરતારની."

# સુંદર મુખ

: તર્જ :

સુંદર મુખ સ્મિતથી જ ખરા સોહે :

દોડ દોડ નહિ દર્શન રંગવા,
બેસ ન અરીસા પાસે;
નાખ ઘસી દાદર ન નકામો
આરોહે અવરોહે.... .... .... .... ....સુંદર મુખ૦

સાચું જતું સૌંદર્ય છુપાઈ
અાલંકારને આશ્રે :
દે થવું તેથી નિરાંશ તું છોડી
આભૂષણ ને મોહે.... .... .... ....સુંદર મુખ૦

કર્બુર, શ્યામ, ધવલ કે રાતી
લોકની કે 'પતલા' ની
આપતી ગાય બધે સરખું દૂધ
કાજ ગુણીજન દોહે.... .... .... ....સુંદર મુખ૦

# નવરાશ પ્રશસ્તિ

: તોટક ખંડ :

અયિ ! ઓ વરદા, સુણ દેવી ભલી—
તુજ ભક્ત તને વિનવે;
વિનવે તુજને વચને હળવા,
ઉર સાથ નિખાલસ, મેળવવા

તુજ ઓથ, કૃપા–ધવલી,
અતિ આર્જવ યુક્ત રવે ! 1

મુજ જીવન–મંદિરમાં વસતી,
સહ પ્રીતિ તને પ્રણમું;
કરું અર્ચન તારું પવિત્ર મને—
દલ, અક્ષત, કુંકુમ છે ન કને !
કૃતકૃત્ય મને કરતી
નવરાશ ! નમું હું નમું. 2

કરતાં તુજ નિંદ ન તે સમજે
તુજ ગૌરવ, તારી ગતિ :
થયું પ્રાપ્ત મને તુજ પાસ થકી
'શંકુ' મળી તે નવ કયાંય નકી;
જન જે તુજને વરજે
જન તે જડ–સુપ્ત મતિ ! 3

રણભૂમિ મીઠી રસિકો તણી, જયાં
જય કે ન પરાજય છે;
સહુ સૈનિક શાંતિ મહીં ફરતા,
વણ ખડ્ગ ધર્યે વિજયો વરતા:
નહિ ધ્વંસ તણો ભય જયાં,
નહિ આફત, આમય છે ! 4

રસ અર્ણવ ! જેહની ચાળ પરે,
ભરતી નહિ, ઓટ નહિ;
તુજ સ્હેલ સપાટી પરે હું કરું,
ભય ભીતિ વિના મુદચેત ફરું,

જયમ હંસ વિહાર કરે
સર માનસ સૌમ્ય મહીં. ૫

અહ, જેહ સુકાતી કદી ન દયા,
કયમ ભૂલું તને હું, કહે ?
નવ વિઘ્ન તણી વચમાં વસતી,
શુભ રેલ, સદાય વિનોદવતી !
તુજ જે ઉપકાર થયા
કયમ વિસ્મરું તે હું, કહે ? ૬

નવરાશ ! મીઠો તુજ યોગ થવો
સહુને નહિ સંભવતોઃ
નવ કૈં કરવું થયું કર્મ મહા !
ઉમદા તુજ સૂચન કેવું અહા ?
શુભ લાભ અલભ્ય, નવો
તુજ સેવકને મળતો.

પર પીડનથી બસ સાંપડતી
ચઢતી ! ન તને હું ચહું:
સુખ હોય જ દ્વેષ તણો બદલો
સુખ તો સુજને ન કદીય મળોઃ
નહિ પ્રાર્થું તને, પ્રગતિ,
મરતાં સુધી રંક રહું ! ૮

પ્રભાત નર્મદા

# મેહબૂબના વસફમાં

—કસીદા—

આ કોણ મારી પાસ પ્રાણ આપવા ઉભી ?
મારા સમા બેદાદની બની દવા ઉભી ?
છે જ્યારે અન્ય મિત્ર ગયા માહરા બચી,
અહીં કોણ તે સમે મને સંભાળવા ઉભી ?
મારી આ મુશ્કિલાતમાં ને બેનવાઇમાં
વફાદારી હજી કોણ છે બતાવવા ઉભી ?
આ કોણ મારી પાસ પ્રાણ આપવા ઉભી ?
પ્રાણ આપવા ઉભી, શરીર પાડવા ઉભી !

આબે ખિઝરનો મેં ઝરો વ્હેતો દીઠો અહીં
તારા આ આંસુ માંહીં, જે વહાવી તું રહી;
તેં કેટલી વિટંબણા મારે હિતે વહી
તે સામટી શકું હું બધી શાં રીતે કહી ?
છે મિત્રતા શી વસ્તુ આ સંસારની મહીં
તે મિત્રતાનો માયનો સમજાવવા ઉભીઃ
આ કોણ મારી પાસ પ્રાણ આપવા ઉભી ?
પ્રાણ આપવા ઉભી ફના થઈ જવા ઉભી !

રહેલી પાસ માહરા ફકીરી બિછાના,
મોડી રાત સુધી જાગતી સમેથી સબાના;
મારા સમા ઉપર કરેલ–ઓથ વિનાના !
એહસાન તાહરા હવે રહ્યા નથી છાના.
કાંટા સમી ઓ મારા દુશ્મનોને સભાના,

મને દુશ્મનોની હાંસીથી ઉગારવા ઉભી:
આ કોણ મારી પાસ પ્રાણ આપવા ઉભી ?
પ્રાણ આપવા ઉભી, ખખુદ ખપી જવા ઉભી !
સોનું તાહરા તન પર હવે કરતું ન સવારી
શકી જોઇ થતી જ્યારથી તું મારી ખુવારી;
આપ્યા તેં મને તાહરા શણગાર ઉતારી
ને પાસ કદમની મુકયા, નઝર નીચે મારી:
તેં મારી ફિકરમાં ફિકર કરી નહીં તારી,
મને ફાંસીએ ચઢેલને ઉતારવા ઉભી:
આ કોણ મારી પાસ પ્રાણ આપવા ઉભી ?
પ્રાણ આપવા ઉભી, ગળું કપાવવા ઉભી !
છું હું રહ્યો હજી પથારી માંહીં પીલાતો
તહીં માહરા વફાતની ફેલી રહી વાતો;
ખરો ન્યાય મને કોઇ સ્થળે છે નહિ થાતો,
અને ખ્યાલ થકી તે મહારો જીવ રૂંધાતો !
જીવે જો કદી તાહરો આ યાર રીબાતો,
મારા મોતને ય છે જે અહીં મારવા ઉભી,
તો લેશું આપણે એ વેરની વસુલાતો,
અદુઓથી મને માહરા ઉગારવા ઉભી;
આતશથી ભર્યા દિલ તણા વેરાન ખુશ્કને
ફૂંક એકથી જ બાગ જે બનાવવા ઉભી;
આ કોણ છે પતીલને નવાઝવા ઉભી ?
નવાઝવા ઉભી, હકીકતે નભાવવા ઉભી !

# વિપત્તિસ્તોત્ર

:શિખરિણી:

વિપત્તિ વ્હાલી, સુચિર રહી જે મોસહ વસી,
નઠારી, નિભ્રંછી નવ થઈ નમેરી ગઇ ખસી,
બીજાંઓની પેરે સમયની મહીં સખ્ત સુજને–
નિહાળ્યું મેં જ્યાં જ્યાં તહીં તહીં બધે જોઈ તુજને !

ગુણોવાળી મોંઘા, મદવગરની, ગૌરવતી,
કૃપા જેની કોને અસુલભ કદીયે નહિ થતી,
અમો જેવા કેરી ઉપર તુજ થાતા અણુછતા
ભુલાશે ના તારા અમર વરદાનો વરસતા.

નિહાળીને મારૂં જીવન કપરું–કંટક ભર્યું
સખા જેવો લેખી મુજ ઉપર જેણે સ્મિત કર્યું,
પ્રદેશે આશાના મુજ સહ તું લાગી ભટકવા–
નહીં મૈત્રી છોડી મન કદી કર્યું તેં છટકવા !

રહ્યું જ્યારે કોઈ મુજ નહિ, રહી તે સમય તું,
થયો તારામાં હું લીન, થઈ ગઇ મૂજમય તું :
દિને વ્યાપારોમાં, અગર રજનીમાં, સ્વપ્નમાં,
રહેતો હંમેશાં બસ બસ હું તારા મનનમાં.

મહાદેવી જેવી તનની ઉજળા, કૈરવ સમા,
સમારાધી લાંબા સમયથી તને મેં, સુરરમા,
સખાઓની મધ્યે નહિ નહિ વિસાર્યાં વિસરતાં
લીધાં છે સ્વીકારી સુનિશિત ઉપાલંભ હસતાં !

જનો શાણા જેઓ જગમહીં તને આ અવગણે,
બહુ દાઝે, દોડે ભટકી ભટકીને ભવરણે
નહીં છે તેઓને અવગત તહારી વિપુલતા,
અશાન્તિઓ કેરા અગણિત નિનાદે નિવસતા !

પ્રકોપે રાજાના, રિપુજનભયે, તસ્કર-ડરે
ફસાયેલા જેવા ફિકરની બજારો મહીં ફરે;
નિશીથે જેઓની વિતત, વસમી સેજ ઉપરે
મીઠી નિદ્રા આંખો મૃદુ કરથકી બંધ ન કરે.

જતી ખૂટી એવી અનુભવહિણાં દુર્વ્યય થકી
સમૃદ્ધિઓ મારે નથી નથી જ હા ! જોઈતી નકી !
મળે છે જે માત્ર ક્રમણ કરવાથી કુપથમાં
ગુમાવી વ્યક્તિત્વ, પ્રહસન સહીને સુવસમાં !

અકલ્યાણો મ્હેં અયિ ! પરમકલ્યાણમુરતિ,
સુસંસ્કારોવાળી, અયશરહિતા ને બળવતી;
ઉગારી લેનારી નિઘૃણ અવલેપેથી અમને,
વહેનારી જારી વિષમ મુજ આ જીવનવને !

ગયો જ્યારે નાખી તન પર તહારો હું સદરો,
સભામાં, લેવાને શુભ શકુનનો ગુપ્ત ગજરો,
પડયો ત્યારે કોઇ સુહૃદ જન કેરી ન નજરે-
ફર્યો પાછો મારા ગૃહતરફ, ગંધર્વનગરે !

વહી બોજો તારો ગરદને પરે હું બહુ ફર્યો,
લઈ રસ્તા લાંબા, ભૂખ તરસ ને તાપથી ભર્યો;
કર્યા મેં ઉચ્ચારો, પ્રતિરવ કર્યા તે ગિરિનભે-
નહીં કોઈ સ્થાને તુજ કરી શકયો વિક્રય, શુભે !

મહા મોલી મારી, તુજ કરું સદા સેવન સુખે,
તને વેચી એવું નવ કદી કહું હું મુજ મુખે :
ઉછીના આપેલા તુજ ગુણ હું મારા લઉં કરી,
વિના આનાકાની સહુ તુજ અનુજ્ઞા અનુસરી.

સહું તાત તાપો; ભૂખ તરસના શાપથી મરૂં,
તને ના રૂચે તે કદી પણ હવે હું નહિ કરૂં;

રહે આલંબીને જીવન નિજ આપ્યાની શરતે
બધાંઓની વચ્ચે અરર ! તરછોડાય ક્યમ તે ?
દઉં સ્વાર્થો હોમી સકળ મુજ તારા હુતભુજે;
દબાયેલો ઓછો નથી હું તુજ વિખ્યાત કરજે :
બતાવ્યો તેં સાચો અતિ ગહન આદર્શ ઊજળો,
શકું વાળી તેનો, સુગુણવતી, શી પેર બદલો ?
ધીમા શ્વાસે આશ્વાસન વિમલ વાક્યો વિતરતી,
ધરી માથું તારા ચરણ મહીં માગું, ભગવતી !
દુખાવા આ મારા હજીય દહનારા હૃદયને
ધરી સાચી શ્રદ્ધા સહન કરતાં શીખવ મને.

## પ્રિયતમની પધરામણી

: ગઝલ :

છૂપી અભ્રમાંહે ગયો આફ્તાબ
દોસ્ત તણો ચ્હેરો દેખી બે-નકાબ;
સર્વ ઉભાં બાજુમાં સર નામતાં,
જોઈ આપ કેરી અદા ને રૂઆબ:
રાહમાં રહ્યાં છે પડી આપના
બાગ તણાં તાજાં ચુંટેલાં ગુલાબ !
ઝંખી અમે યારને રહેલા મુદામ
જેમ ઝંખી રૂહે છે બપૈયા સહાબ.
રોઝ—કહે કોણ ? થયા કેટલા પસાર !
રાત ગઈ તેનો રહ્યો ના હિસાબ.
હિજ્રની આતશથી ગયું છે બની
હૈયું મારૂં હલ્વો, કલેજું કબાબ !
આજે પતીલ ! જોઈ સ્વારી આપની :
જિંદગી હશે આ, કે છે ફક્ત ખ્વાબ ?

# નિદ્રા

: દ્રુતવિલંબિત :

મુક તી હું અતિ કોમળ આંગળી
જગની પાંપણુ ઉપર માહરી;
તલસતી બહુ જેહ જવા ઢળી
કરી અદા ફરજો નિજ આકરી.

ઉતરતી અવની પર હું અહીં,
ગગનમાં પગલી મુજ પાડતી,
નિરખી જેહ શકાતી કદી નહીં,
અગર ચિંત્વનની મહીં આવતી !

શ્રમિત માનસને સુખ આપવા
ઉચિત યત્ન હું આદરતી સદા;
હૃદય દુખિતની બનતી દવા,
પરિહરી અનુતાપની આપદા.

વિફલ ભાવિ કસે નિકસે કુડા,
મળતું સાંત્વન માહરૂં તે સમે;
નહિ શકે નિરખી દિવસો રૂડા,
સુણવી તેહની દાદ મને ગમે.

સ્મરણુ જેનું સદા દિલને દહે,
થતું પલાયન તે મુજ દર્શને;
અવરને અધિકાર નહીં રહે,
સ્થળનું જે ગયું રાજ મળી મને !

પથ લઇ મુજ તારકવિસ્તર્યો,
મનુજ મંડળમાં હું પ્રવેશતી;

કમખ ધારતી વિસ્મયતા ભર્યો,
નહિ જણાતી કદીય હું જે હતી.
સહુયને સરખાં ગણતી છતાં,
મળતી ના સરખી મુજ બેલડી;
મુજ વિના બહુ જે દુખિયાં હતાં,
પ્રથમ પાસ હું તેહ જઇ પડી.

મુકતી હું મુજ આંગળીઓ જયંહીં,
અસર અદ્ભુત ત્યાં ઉપજાવતી;
ગરક કેક કરી જગને મહીં,
જયભર્યું મુજ જાદુ જમાવતી.

વહતી નામ હું–વસ્તુ રૂપે નહિ,
જગતમાં થતી ઓળખ માહરીઃ
અભણ મુગ્ધ મહીં હું વિરામતી,
રસકથા સમ કૌતુકથી ભરી !

## નવાબી આપી

ઃ ગઝલ ઃ

ગઇ રાત્રિએ મને ઊંઘ ગુલાબી આપી,
સહી આપી, સુલે' આપી ને શબાબી આપી.
ઊઠયો જ્યારે હું સવારે મીઠું હસી ત્યારે
સૂરજે હાથમાં સોનાની રકાબી આપી !
પસાર જેમ જેમ વખ્ત થયો તેમ મને
કામ કરવાના નવા શોખે શિતાબી આપી.
દીધી વેપારીઓને મારી હિસાબી આપી,
દીધી જુગારીઓને મારી ખરાબી આપી.

ગયા વેચાતા લઈ મઝેં હકીમો મારા,
　　ભલા સાકીએ મને જ્યારે શરાબી આપી !
નાખી ખુરસી મેં ખોઇ દારૂ તણા દેવામાં
　　હસીનોએ મને ત્યારે જ હિબાળી આપી.
હતો હું એક વખત જેહથી બેચેન બહુ
　　હજૂરોની મહીં તે વેચી હુજાળી આપી.
ન ઘટે નામ જવું ભૂલી તેહનું જેણે
　　પતીલીમાં મને દુનિયાની નવાબી આપી !

# પ્રેમનો જાદૂ

: લાવણી :

નહીં હતું મને લવ ભાન મગજની છુપી શક્તિનું મારી,
જ્યાં સુધી આદરી મેં ન હતી તુજ યારી;
પણ ગયું મારું તમ અને ઉઘડતી આંખ થઇ મુજ ત્યારે,
મુજ તરફ આપવા લક્ષ લાગી તું જ્યારે.
મેં તને ખેંચી મુજ તરફ, જેમ તું મને રહેલી ખેંચી,
ને એક અન્યને લીધાં આપણે વ્હેંચી !
પછી સ્નેહ માહરો પ્રેમ વિષે પલટાયો
ને બની વસ્તુ તે ગઇ હતો જે છાયો;
ઓળખ્યાં આપણે એકબીજાંને જ્યાદે,
એકેક થકી વધુ સરલ ઘણા અનુવાદે.
જ્યાં જુએ બીજાંઓ ભૂલ, ભવ્યતા ત્યાંય આપણે દેખી,
બળ એક બીજાનું યોગ્ય આદરે લેખી.

પ્રભાત નર્મદા

જ્યાં હતો મને સંદેહ મળ્યો ઉત્સાહ ત્યાંય તુજ આવી
ને નાખ્યું માહરૂં સર્વ ફેરવી ભાવી.
ગતિ કરી આપણે જીવનસમરમાં સાથે,
કાળને કાપતાં જતાં આપણા હાથે :
ભયતણાં ભૂત નહીં હવે આવતાં આડે,
રહી ગયાં ભૂખ ને ભાર વળી પછવાડે.
કર્મથી કસાતાં રહ્યાં આપણે તાજાં,
બ્હારથી ભલે નહીં, તોય ભિતરમાં સાજાં.
કેળવી આપણે કળા જગત તેહને કહે છે જાદૂ
કેટલું બધું એ કહે, રહસ્ય જ સાદું ?

## વહદત

[ ગઝલ ]

જતો હતો હું મદ્રસાની મહીં જ્યારે,
 બની કિતાબ સાથ આવતી તું ત્યારે.
થયો ખલાસી હું ત્યારે બની તું નૌકા—
 ન જાણ્યું, ફેંકશે મને કયે કિનારે !
મળ્યાં એકાંત મહીં આપણે પહેલાં
 તને યાદ છે, થયું શું તે સવારે ?
હજાર આફ્તાબ શુદ થયા પછી તે,
 કરી સદા મેં ચઢી પ્રેમને મિનારે.
બની તું સાજ બન્યો જ્યારે હું ગાયક;
 બની મેહરાબ, મુજાવર હું બન્યો ત્યારે.
નિહાળી ગુલ તને બુલબુલ હું બની બેઠો,
 દીધું ચીરાવા હોંશથી તેં જિગર ત્યારે !

થયો હું જાણીતો મયખાના મહીં ત્યારે
બનાવી જામ તને ચૂમી વાર વારે.
મરકબ પતીલ તુણા ભાગ્યનો જશે ક્યાં !
બની લગામ રહે જો તું હસ્ત મારે ?

## રેશમના કીડાને

(પુષ્પિતાગ્રા)

: ૧ :

નિવૃત મન સમેત નીંદ લેતા,
અકૃશ તને, ભૃશ સેવતા અજીર્ણ,
દિવસ રજની જાડયમાં રહેતા
કરી દલ શેતુરનાં સહુ વિશીર્ણ:
કરું શી ય તુજ વાત ? જાત જંતુ !
મુખ મહીંથી મૃદુ ખેંચનાર તંતુ.

: ૨ :

મુલવણી થતી જેહની બજારે
હતું વળી વેચ્યું જ જે વણિગ્જનોએ,
કરી રીસ હતી જેહ કાજ નારે,
કર્યું તન ધારણ યા ધરાસુરોએ
મળી શકતું ન હોત તેહ આંહી;
અગર હયાતી તહારી હોન નાહીં !

: ૩ :

સ્વજનવિહિન શોકની દશામાં
સ્વરચિત પિંડમહીં પડેલ પ્રાણ,

અતિ અશુભ-અઘોર અંધતામાં
કવણ, કહે, કરનારી તારી ત્રાણ ?
થતી તલખ ન ભેદવા લગીર,
સ્વરચિત પિંજરમાં પડેલ કીર ?

: ૪ :

નિલય કરી નિપાતમાં રહેલા
કરું અનુતાપ દશા નિહાળી તારી,
અનધિગત અનર્થમાં ફસેલા !
શુંય કર્યું સાહસ તેંહ ? સ્વૈરચારી !
પણ કરું ઉપદેશ હું તને છું
નહિ નહિ દોષથી હાય ! મુક્ત જે છું !

: ૫ :

હું પણ અલસયોગ ધારી આવો
તુજ સમ છુંજ રહ્યો ફસાઈ, પ્યારા;
મુજ અવનતિ માહરો પુરાવો :
મુજ દરદો સહુ દર્દ છે તહારાં !
કરી ગ્રથિત અનેક આસપાસ
મનસિજતાર, નિમંત્રતો વિનાશ.

: ૬ :

પરણ સમયનાં અનેક પ્રાશી
નહિ જ શકયો મુજ ઉન્નતિ હું જોઈ;
અનવરત રહ્યો પડી ઉદાસી,
રહ્યું, કયમકે, નહિ ચાહનાર કોઇ :
મુજ મન તણી સંતતિની માયા
મહીં સુખના સહુ સાધનો સમાયાં.

: ૭ :

ખબર નહિ મને થશે શું મારું,
શીય વિધ અંત થશે જ યા માહરો;
સમજ ન, મુજ શીર્ષ ક્યાંય ધારું.
સમવ્યવસાય રહ્યો જીવી તહારો
સતત મગજ માંહીં એ વિચારે,
મુજ મરણે ગુજરાત ગર્વ ધારે !

## પક્ષીના વ્યોમવિહાર ઉપર

: પ્રયત્ન મનહર :

ઊડ, ઊડ પવન પ્રદેશોમાં, ઓ પંખી પ્રાણ,
મુસાફર વ્યોમતણા ! અડગ ઉત્સાહથી :
પ્રાસાદિક તારી કળા, કૃત્રિમતાથી અજાણ :
ઉપડ ઉપડ કલરવ તણા કાંડ કથી—
તારા જેવું કવિમાંએ બોલવાનું બળ નથી.
અમ સમાઓને તારી કૃતિઓ કલંક આપે,
ફિકરોને વેચાયેલ, પરાધીનતાના શાપે.

ગગનવિહારી; ઊડ ઊડ ઉંચી ડોક કરી—
જગતમાં હાનિ અને હિંસા અને પાપ છે.
જગતને જીતી લે તું જગતથી ઊંચે ફરી
આપે મને આંસુઓ ને આપે છે વિલાપ જે,
તાજા મારા હૈયામાં છે સુકાયેલ કાપ તે.

ભૂલી હું શકું નહીં એ, ભૂલવાને મથું જોકે :
આડે આવી ખેદ મારી ઉન્નતિનો માર્ગ રોકે. ૨

મારી યાત્રા જીવનની સફળ આ શાથી થશે
તે વિચારોમાં છે મારૂં મગજ રોકાયલું;
સૂજે મને કાંસ નહીં જઇ હું શકું ન કશે,
ખાઇ ચા શકું ન ખાંતે ખેદથી કમાયલું,
ખુશામતખોરી, પ્રપંચોથી મેળવાયલું !
વસી હું સમાજમાં શકું નહીં વહોર્યા વિના
થોડો ઘણો તેનો સડો : એવી માહરી છે બિના. ૩

પંખી ! તારું પાક દિલ આવા ફંદા જાણે નહીં,
તેમાં ફસાવાનું ભાવિં જો કે તારૂં છે જ છે;
તે વિચારે ઊડી જા, તું વધારે ન થોભ અહીં—
કોઇ પાપી મારવાને તને તલપે જ છે,
તારા જેવા જ્યાં ફરે ત્યાં શિકારી ફરે જ છે
તું એ સહુ જાણે નહીં, જાણી મને ખેદ થતો
પરિતાપોથી પોતાના દ્વિગુણિત ગળી જતો. ૪

નબળાંઓ કેરી નહીં બળવાનો બૂજ કરે
જોકે નબળાંઓથી જ તેઓનો નિભાવ થતો;
બળવાનો માટે નબળાઓ નિજ પ્રાણ ધરે;
પેલા નિજ દાવ સાધે ને આ કરે દાવ જતો.
નબળાંઓને દેખીને બળવાન બોલતો :—
" આવો મુજ ભક્ષ્ય અહીં ઝુકાવીને શિર સદ્ય,
કરવાને પ્રાપ્ત સુખો સ્વર્ગતણાં અવનદ્ય. " ૫

સૃષ્ટિ કેરા ઇતિહાસ આ જ રીતે છે લખાયા,
　　આ જ રીતે બંધાયા છે મિનારા, મહેલ, બાગ.
આ જ રીતે લોહીવાળા રાજ્યાસનોના છે પાયા,
　　ઊભાં થયાં મહારાજ્યો રોકી આમ ભૂમિ ભાગ,
　　આપી અન્યાયો બીજાને, લઈ તક કેરો લાગ :
બીજાંને ગુલામ કરી કે બીજાનો ગ્રાસ કરી
જીવે છે સંસાર આખો : કથા દિલગીરી ભરી ! ૬

ન્યાયો કુદરતતણા લાગે છે વિચિત્ર મને,
　　ડંખે મને થાતો કેર ભલાંને બુરાઈનો;
શેરીઓમાં નગરની, શોભાથી ભરેલા વને,
　　સહુ સ્થળે થાતો કેર ક્રૂર કુટિલાઈનો;
　　ભૂલાવે છે સ્વાર્થ નેક સકળ સગાઈનો.
શી છે દયા, શો ય ધર્મ, શી યા પ્રીતિ, શો વિરોધ
તેનો શકતો ન મળી ક્યાં ય મને સાચો બોધ. ૭

ઊડ, ઊડ ગહન ઊંડણમાં આકાશ તણા,
　　ઉડવામાં–કોણ જાણે ? છે તને સલામતી !
ઊડવામાં એ છે તારે જોખમો જોવાના ઘણાં,
　　થવું અકસ્માતો સામે નિહાળવી દૈવ ગતિ :
　　જ્યાંય ન આવે તીર ત્યાંય બાજ છે કઠોર મતિ.
ઊડ નહી બચી જવા, ઊડ ભલે ખપી જવા,
અભિનવ રીતે લ્હાવ મરણનો લૂંટવા ! ૮

## આનંદનાં અવસાન.

છંદઃ શાર્દૂલવિક્રિડીત,

વસંતતિલકા.

કેવું તે મરનારને સુખ, અહો ! જે બાલ્ય કાલે મરે,
ના જાણી હતું મૃત્યુ શું મરણુવા કેવા વિયોગો કરે
કે કેવા અધિકાર દર્દમય સૌ આનંદને આવરે ?
તે બાળ શાંતિ મહીં કેવું જ મૃત્યુ પામે !
પાપો તણું સમજતું નહિ જેહ નામે ?

કેવું તે મરનારને સુખ ! યુવા જેણે ન ખોઈ વૃથા,
કીધી પ્રીતિ પ્રિયા તણી, પ્રણયથી જીતી વળી સર્વથા;
ના જાણી છળ શું હતું, છળ તણી કેવી થતી યા કથા ?
શો હર્ષ સાત્વિક થતો ઉર માંહીં તેને,
જો દેશ કાર્ય મહીં અર્પી જ દેહ એણે ?

કેવું તે મરનારને સુખ ! કર્યું પ્રસ્થાન પૂરી વયે
મૂકી પાછળ સત્યનિષ્ઠ તનુજો, મિત્રો, કલત્રાદયે;
જીવી જીવન ઉન્નત શ્રમ તણું જીવી વળી સ્વાશ્રયે ?
છે તેહનું મરણ ઉત્સવથી અધીકું !
જેના હતું જીવનમાં નહિ કાંઇ ફીકું.

## કેકારવના પુસ્તકને

:તોટકઃ

પ્રિય, રમ્ય ઇમારત કાગળની,
પથિકાશ્રમ ઓ જન પ્રેમી તણા,
ફરનાર શિરે લઇ શોક ઘણા;
કરુણાકથની જન ઘાયલની !

રચનાર તને નથી આજ રહ્યો
પણ તું રહી છે જ, વિલાપ સ્મૃતિ !
નિજ વલ્લભના કર કેરી કૃતિઃ
તુજ જીવન-ઓઘ જશે ન વહ્યો.

તુજ સુંદરતા નથી જૂજ, અને
તુજ સૌમ્યપણું પણ અલ્પ નથી,
કિમતી વધુ આરસની ચીજથી !
કદિયે તું નિહાળીશ ના લયને.

તુજ મોહકતા, તુજ કોમળતા
જગતમાંથી થશે કમી ના કદિયે;
પણ તે કરશે, સદીએ સદીએ.
ગુજરાતણના સુતને દ્રવતા.

કવિએ તુજ જોઈ નથી જ જરા,
નહિ તું પણ દેખીશ તેમ; થશે
તુજ ધ્વંસ ન, કે તું ભુલાઈ જશે,
સરિતા સરતી નગમાંથી ખરા !

કવિએ તુજમાં નવ સ્વર્ગ રચી
નિજ અંતિમ શ્વાસ લીધો શયને,
કરવા અતિ ઉત્તમ વસ્તુ તને,
નિજ પાસ હતું સહુ તે ખરચી !

## દીઠો મેં દોસ્તને મારા

: ગઝલ :

દીઠો મેં દોસ્તને મારા છુપેલો ખાલી જામામાં,
ઊપાડ્યા વિણ ગયો પી હું પડેલી વસ્તુ પ્યાલામાં !

ગયો ના, હું અદાલતમાં છતાં યે શાહિદી પૂરી
ચઢયો ના જહાઝ પર તોયે કરી મેં સૈર દરિયામાં.

વસાવી એક મેં બત્તી બળ્યા વિણ આપતી રોશન,
કર્યો મેં કેદ કેદીને પુર્યા વિણ કેદખાનામાં !

ઉપાડી હાથથી ખંજર મને ના કોઈએ માર્યું
છતાં યે કેમ, ને શાથી થયો ઘાયલ હું હૈયામાં !

નથી આ રાત ખિલવતની છતાં એવું મને લાગે,
રહ્યો છું જવાણ હુ લેઈ સનમ કેરા બિછાનામાં.

કઝા છે ના મને ભેટી મુઆ જેવો છતાં માનું,
ફૂલો મારા કફનમાં, ને કફન મારૂં જનાઝામાં.

ગરીબી વાત આ સરખી, પતીલા ! શુભ ગાયનમાં,
સુણીને સાચી કો કહેશે, તહારા, આ જમાનામાં ?

## આશક, શાયર અને શાહીદ

[ ૬૪ ]

૧

આશકની ક્યાં ગરદન ?
મા'શૂકની સીના પર :
અરે ! હો હિ અફસોસ —

કુટેલી કબર પર !
કુટેલી કબર પર, ફૂલોવાળા છોડે,
નહીં ડાળ જેની કો મરોડે !

૨
શાયરની કયાં ગરદન ?
કિતાબોને પાને,
વ્યથાને બિછાને
અગર કોણ જાણે ?
અહા ! સુણે કો તે હૈયાના સાદો ?
રહ્યો જે ઉચારી નિગમ નાદો !

૩
શહીદની કયાં ગરદન ?
સ્વજનની સભામાં,
અગર માચડા પર
લટકતી, હવામાં !
છે મળવી મુશ્કિલ જેના મુર્દાની ખાકે :
ભૂમિ ધન્ય એવા જ્યાંય પાકે !

# મૃત્યુ પછીની દુનિયા તરફ

: રાસ :

સહૃદય સર્વ આવો લેવા અપૂર્વ લ્હાવો;
સંઘ મહીં આપણે સિધાવીએ હો ! રાજ :
પાછાં ન આવીએ.

પગ તળે દબાતી   સૃષ્ટિ વિનષ્ટ થાતી
આંખ થકી આપણે નિહાળીએ હો ! રાજ :
આંસુ ન લાવીએ.

નજર જ્યાં ન પ્હોંચે   તે તારલાની ટોચે
વિશ્વ નવું આપણું વસાવીએ હો ! રાજ :
સ્વર્ગ ત્યાં બનાવીએ.

ઉર ચઢે ઉછાળે   મીઠી તરંગ માળે
નાવ નવાં તેહમાં ચલાવીએ હો ! રાજ :
નાવિકો કહાવીએ.

ન દ્રોહ દાવ છે જ્યાં   ન દ્વેષ યા ન ભે ત્યાં
જૂથ જંગલો મહીં વસાવીએ હો ! રાજ :
નગ્રમાં ન આવીએ.

દુખ અનેક સાંખ્યા   ભારી નિસાસ નાખ્યા
ત્યાં ન હવે પંડને પુરાવીએ હો ! રાજ :
ચાલો સિધાવીએ.

ન કદર કાંઇ દીઠી   કે આંખ મ્હેરમીઠી
ત્યાંથી જો મુકામ ના ઉઠાવીએ હો ! રાજ :
તો ક્યાંથી ફાવીએ ?

મહા અસહ્ય સેવા   પતાવી પીંડ દેવા
મોત મહીં જાતને ઝુકાવીએ હો ! રાજ :
ક્યાં સુધી નિભાવીએ ?

# ખુદાનો બંદો

:ગઝલ:

નહીં આશના આશનાથી જુદો છે,
ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે:
લડે જંગ આ ને કરે હુક્મ પેલો;
સિપાહી નહીં પેશવાથી જુદો છે!

ભરાયા કટોરા શરાબે શિરાઝી,
કરે જેમ ગુર્બા કરે તેમ ગાઝી:
ગુનો શાહનો ના ગદાથી જુદો છે!
ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!

ઊભી આયના પાસ દિલબર મહારી;
તને જોઉં હું કે છબી જોઉં તારી?
ન ચેહ્‌રો જરા ચેહરાથી જુદો છે:
ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!

ગજાવી રહ્યા મુત્રિબો મસ્ત મેહફિલ,
રહ્યા પાડી આવાઝથી સાર હર દિલ,
નહીં તાર તે તૂંબરાથી જુદો છે:
ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે!

હતું રૂ બની તેની મલમલ મુલાયમ
થઈ છે રહી તન ઉપર કેવી કાયમ?
નહીં તાતણો તાંતણાથી જુદો છે!
ખુદાનો ન બંદો ખુદાથી જુદો!

પ્રભાત નર્મદા

જુદા લેઇ રસ્તા જવું એક દેશે,
બની સંત કો, કોઇ દર્વેશ વેષે;
મુસલ્માં નહીં હિંદવાથી જુદો છે :
ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે

લઈ હાથમાં નાડ મારી હકીમે
ઉચાર્યું " પતલ્યા " અવાજેથી ધીમે,
" નહીં રોગ તુજ માહરાથી જુદો છે " :
ખુદાનો ન બંદો ખુદાથી જુદો છે

## કેમ ચખાય ?

: તર્જ :

સોડમ જોગા સુંદર ફૂલને
કેમ ચખાય, ચખાય ?

સ્વાદ શકે ન મળી રસનાને કે મટતી ન ક્ષુધાય;
થાય પ્રવૃત્ત છતાં આશને જન
તેને કહી શું શકાય ?.... સોડમ જોગા૦

પાડયું નીચે ખગને તીરે કીકી છે રવ તેહ કયંહાંય ?
સેવતું જેહ થયું વસુધાતલ
તે તરુની શીય છાંય ?.... સોડમ જોગા૦

લ્હાવ અને સુખ જીવન કેરાં જીવનથી જ મણાય :
શબકેરા આશ્લેષ થકી કદી
બૂઝે ન કામલહાય... સોડમ જોગા૦

લોક કહે કર બંધ તહારાં ગાન, પતીલ છતાંય,
છું લલકારી રહ્યો ગીત, ને મુજ
સાથ બીજાં પણ ગાય !.... સોડમ જોગા૦

# સેહેનીન

: ગઝલ :

નહીં ધની યા ગની થવા ચાહું,
જીવન મ્હારૂં નિભાવવા ચાહું :

બહુ મુસીબત ઉઠાવી છું ચુકયો,
છતાં મુસીબત ઉઠાવવા ચાહુ;

શી બે'રબાની, કશી કદરદાની ?
મતા હું મારી ખપાવવા ચાહું.

હકીમ દર્દે રૂવે એક, દિનરેન—
હું દર્દે દિલ સો ખરીદવા ચાહું !

મળી નિશાનો કદી પ્રિયતમાની,
હુ જેહ ચરણે ખપી જવા ચાહું ?

શકે નિભાવી ન બાની પતલાની
કવીન્દ્ર નહિ તે સ્થળે થવા ચાહું.

કહો સેહેની, મળે શેષ જન તો :—
ન છંદ મારો સુધારવા ચાહું !

# સાધકનું ભવિષ્યકથન

[ સૉનેટ ] : ચિત્રલેખા :

શબ્દોમાંહે સરલ મળી શકે સ્થાન જો કલ્પનાને
સાદાં વસ્ત્રો મહીં નિવસી શકે સાચી યા ગ્રાધુતા, તો
કોઈ વિશ્વે નવ કરી શકશે મારી નિર્માલ્ય વાતો;
ને તારો એ અપયશ ન હશે ભાગ્યને કોઇ પાને.
પામ્યો મારો પ્રણય તુજ મહીં હોય સિદ્ધાર્થતાને,
જેવી રીતે તુજ નિરતિ-જળે દીસતો એ નહાતો,
હૈયા કેરા સુતનુ સદનમાં ના વધારે સમાતો !
રૂહેશું બન્ને સ્મૃતિ મહીં જગની તો, જમાને જમાને.

આ ઉચ્ચારો અગર કથનમાં જો હશે તથ્ય કાંઇ,
દીસે જેવું જીવન તણી મહીં સ્વપ્નથી ભિન્ન એવા,
તો દે, પ્રાણેશ્વરિ અયિ ! મુજને સાથ સાથે કહેવા :
કે સર્જેલું તુજ પ્રણય સિપે, બોલીને તેમ ગાઇ,
આધે તુંથી અગર નિકટમાં ચારણે આ તહારા
રૂહેશે પ્રેરી હૃદય હૃદયમાં સાચી સંગીત-ધારા !

# ટિપ્પણ

પ્રસ્તાવના લખવાના કાર્યથી પણ વધારે અધિકારબહારનું આ કાર્ય સ્વીકારવું એ લેખકને માટે પોતાને પીવાનું ઝેર પોતાને હાથે તૈયાર કરવા જેવું છે; એટલે, જેમ બને તેમ મર્યાદામાં રહીને, માત્ર ખપપુરતું જ વિવરણ આપીને સંતોષ માનવો પડે છે. કાવ્યના ગુણદોષ તેમ જ રસ, અલંકાર વગેરે સૂક્ષ્મ બાબતોની ચર્ચામાં ઉતર્યા સિવાય પણ કવિતાનો આસ્વાદ માણી શકનાર વર્ગ માટે વધુ વિગતની જરૂર નથી. જેમને છે તેઓ પોતાની જવાબદારી, વિદ્વત્તા તેમ જ અધિકારને બળે મારું ઇરાદાપૂર્વકનું બાકી રખાયલું ઋણ અદા કરી લેશે જ તેની મને શ્રદ્ધા છે–અને તે છેક પાયા વગરની નથી; કારણ કે સમુદ્રમાંથી સોય શોધી કાઢનારને કુવામાંથી ઘડો કાઢવામાં તે શી મુશ્કેલી ? વળી સમય, સાધનો તેમ જ પુરતી નિરાંતને અભાવે પણ ટિપ્પણના અંશોમાં કંઇક ચલાવીલેવાપણું રહી જાય એ સ્વાભાવિક છે. તો તે માટે પણ અધિકારીજનોની ક્ષમા ચાહું છું.

—મગનલાલ ભૂ. પટેલ

**નામકરણઃ**—સવારના પહોરમાં આકાશના વિવિધ રંગોનું પ્રતિબિંબ જેના જળમાં પડે છે એવી અનેક ઊર્મિઓવાળી નદીનું અનુકરણ કરતી કવિતા તે પ્રભાત નર્મદા. ચાર પ્રવાહમાં છાપવાનું કારણ પ્રસ્તાવનામાં જણાવ્યું છે. મતભેદ માટે સ્થાન રાખીને કુદરત, પ્રેમ, વ્યથા અને ચિંતન એ ચાર વિભાગમાં છાપકામની અનુકૂળતા પ્રમાણે બધું લખાણ વહેંચી નાખ્યું છે. પતીલ એ ફારસી નર જાતિનો શબ્દ છે. એનો અર્થ દીવાસળી અથવા દીવાની બત્તી થાય છે. મારી અટક 'પટેલ'નું પણ તેમાં સૂચન છે. (ફારસી જોડણી. પે–તે–યે–લામ્) ઇકલેસરી એ શબ્દ અંકલેશ્વર ઉપરથી બન્યો છે. મારા કેટલાક હળવા લેખો અને કટાક્ષ કાવ્યો એ સંજ્ઞાથી પણ છપાયાં છે.

## પ્રવાહ પહેલો

**આપની ભલાઈઃ**—( પૃ. ૧ ) ગઝલ [ગુજરાત દૈનિક, દીપોત્સવી] ( અરબી ' મુગાઝિલત '–સ્ત્રીઓ સાથેનો વાર્તા વિનોદ ) એવી ગેય પદ્ય-

કૃતિ કે જેમાં મુખ્યત્વે પ્રેમ, મસ્તી, વિષાદ વગેરે વિષયો નિરૂપાય. ફારસીમાં એનો આદ્ય સ્રષ્ટા આપણા પંચતંત્રની વાતો પદ્યમાં ઉતારનાર કવિ રૂદેકી થઇ ગયો. પાછળથી મહાત્મા શેખ સાદીએ એનું વ્યક્તિત્વ ખીલવ્યું અને મહાનુભાવ હાફિઝે સંપૂર્ણતાનો ઓપ આપ્યો. ગુજરાતીમાં અત્યાર સુધીમાં એ પ્રકાર બહુ અલ્પ પ્રમાણમાં અજમાવાયો છે એમ કહેવું અર્ધસત્ય નથી. ફારસીના પ્રખર વિદ્વાન દી. બ. કૃષ્ણલાલ ઝવેરીએ એ વસ્તુસ્થિતિ ઉપર પ્રસંગે પ્રસંગે વ્યાજબી અફસોસ કર્યો છે, એટલે એ અફસોસમાં વધારો કરવો હવે વ્યર્થ છે.

ગઝલના આવશ્યક અંગોપાંગ અને તેનું લાક્ષણિક સ્વરૂપઃ–બબ્બે લીટીના પાંચથી સત્તર સુધીના એક જ માપના એકધારા પ્રાસવાળા જોડખાંઓનું સાંધણ તે ગઝલ. એનું પહેલું જોડખું સામાન્ય દૂહા જેવું જ હોય. પરંતુ તે જ પ્રાસને દરેક બેકી પંક્તિને છેડે દાખલ કરી છેવટનાં જોડખા સુધી જારી રાખવો એ તેની વિશિષ્ટતા. દરેક જોડખાનો અર્થ પાછળના જોડખા સાથે સંકળાયેલો હોવાનું ધોરણ સ્વીકારાયું નથી. કોઇ સ્વીકારે તો તેનો વાંધો પણ નહિ. છતાં છેલ્લી કે તેની આગળની પંક્તિમાં લેખકનું તખલ્લુસ (nome de plume) મૂકવાની પ્રથા ગઝલના જન્મકાળ જેટલી જ પ્રાચીન છે, ફારસીમાં ગઝલના દીવાનો રદીફ એટલે અંત્યાક્ષરો પ્રમાણે ગોઠવાય છે, જેથી ઉપરોક્ત નિયમાનુસાર શબ્દોની સુંદર સજાવટવાળું પુસ્તકનું દરેક પાનું સરખા કયારડાવાળા બગીચાની જમીન જેવું લાગે.

ફારસીમાં ગઝલના વીસેક જાતનાં માપ તે ભાષાની દીવાનો ઉપરથી તારવી શકાયાં છે. પણ તેમાંથી માત્ર સાત આઠ માપનો જ ઉપયોગ વધુ પ્રમાણમાં પ્રચલિત છે. સંગીતના સવિશેષ પ્રચારથી હજી પણ તેમાં નવા નવા અખતરાઓ અને પ્રયોગોને અવકાશ છે. મારી સ્વતંત્ર બાંધણીની ગઝલોમાં તેથી ફારસી માપ આપી ન શકું એ સ્વાભાવિક છે; એટલે તેવે સ્થળે આપણી વધારે અનુકૂળ લાગતી પદ્ધતિ જ સ્વીકારવી પડશે.

ઉપરોક્ત ગઝલનું ફારસી માપ

મફ્ઊલ ફાએલાત મફાઈલ ફાએલન

ગાગાલગા લગાલગા ગાગાલગા ૬

તન્હાઇ–એકલાપણું. આશક–ભકત, પ્રેમી, આતુર જનો : રંજ–દુઃખ : ખાંહિશ–ઇચ્છા: રહનુમાઇ–દોરવણી: આશના–મિત્રઃ યકતાઈ–એકતાઃ ઝયીફી–ઘડપણુ: સનાઇ–વખાણુઃ પતીલાઇ–'પતીલ' ઉપરથી (પતીલપણું): પૃષ્ટ (૨) ઉપર ૩જી, અને ૫મી કડીમાં અનુક્રમે ભુલાઇ' અને દબાઇ' એ બંને સ્થળે વિધ્યર્થ હોવાથી વ્યાકરણની દષ્ટિએ ગલત પ્રયોગ છે. તેથી તે પાછળ આધ્યાહાર રહેતા 'જાય' શબ્દનું સૂચન કરવા માટે વિલોપતાદર્શક ચિન્હ મુકયાં છે.

**વિશ્વપ્રણેતા પ્રતિ** (પૃ. ૨) [પ્રસ્થાન]

જવાબ ભેદુ–ભેદુ જવાબઃ

કવિજીવનની બેહદ કરુણાજનક સ્થિતિમાં સફળનિષ્ફળ અનેક પ્રયાસો વહેલા મોડા વિશ્વેશ્વર તરફ વળે છે તેની પ્રતીતિ એજ કાવ્યનું મુખ્ય વક્તવ્ય.

છંદ. પહેલી લીટીનો પૂર્વાર્ધ બેવડાવીને अ अ अ ब ब એ મુજબની પ્રાસ રચના સ્વીકારી છે.

**કુકડાને** (પૃ. ૩) [ગુજરાત માસિક] પંખધારી–પક્ષીઃ ઉપજીવી તણી વૃત્તિ આવકારી–સેવકપણું સ્વીકારી: " કરી સંપાદન...સુસેવા "–તારી સેવાનો લાભ લઇ: શ્લોક ૬–કદી પણ નહિ કરમાતા સ્વર્ગના પુષ્પ જેવું તારૂં શરીર શોભે છે: કવિતોચિત–કવિને છાજતીઃ નિગદી રહ્યો–બોલી રહ્યો: નિગૂઢ–ગંભીર: વેદવિદ–વેદનો જાણકારઃ આર્ષવાણી–દૈવી પ્રેરણાયુકત વચનઃ પ્રાકૃત પ્રજા–સામાન્ય માણસો.

છંદઃ માલભારિણી.

લલગા લલગા લગાલ ગાગા ( સ, સ, જ, ગ, ગ )
લલગા ગાલલ ગાલગા લગાગા ( સ, ભ, ર, ય )

પ્રાસ अबअब એ પ્રમાણે વ્યુત્ક્રમે.

**વીણા ફૂલ વ્હાલા** (પૃ. ૫) [ કિશોર ]

પ્રાસરચના अबबअ એ પ્રમાણે સાપેક્ષક્રમે છે ( Tennyson કૃત " In Memorium " માફક )

**નર્મદાને** ( પૃ. ૬) [ પ્રસ્થાન ]

લાંબો વખત અપ્રસિદ્ધ રહ્યા બાદ ૧૯૩૧ ની સાલમાં 'પ્રસ્થાન' માં પ્રગટ થયેલું પહેલું કાવ્ય.

લાલિત્યોની દષ્ટિમાં–લીલોતરીના પ્રાંગણમાંઃ નિ:સત્યો–નાશવંત જગતઃ વિશેક–વિશેષઃ શૃંગ ઉત્તુંગ–ઉત્તુંગ શૃંગ (શિખર): આપગા–નદીઃ શ્લોક

૬ ઠ્ઠો. સુદમય....તારું–તારા પ્રદેશને આનંદિત કરે છે: અપથ–વિમાર્ગ: પ્યારી માટી–વતન: શ્લો. ૯. જેમાં...પૂર્વજોની–તારું ઢેફું મરણ પામેલા અમારા અનેક પૂર્વજોની ખાકનું બનેલું છે: શ્લો. ૧૧. "હૈયે હૈયે" છાપ ભૂલ છે "હૈયે હૈયું" જોઈએ: સમય–સમર–સમયની યુદ્ધ ભૂમિ: શ્લો. ૧૨ માનુષત્વ ('મનુષ્યત્વ' નહીં)–મનુષ્યપણાનું ગૌરવ: માયાનો ખેલ–દુનિયા: જ્યાં નહીં છે ઉજાશ–મૃત્યુનો પ્રદેશ: શ્લો. ૨૦. નિર્વેદોમાં...નહાઇ–વ્યથા રાખવાનું શું કારણ ?

પ્રાસરચના અબ અબબ (Shelley કૃત To A Skylark મુજબ) એકી ક્રમાંકવાળી સજાતીય છંદોની આવી ઘણી રચનાઓ સંભવી શકે.

**કેસૂડાં** (પૃ. ૧૦) [ પ્રસ્થાન ]

વિમર્શ–ચિંતન (Meditation): સંદર્ભો...પ્રજાના–સુવર્ણમય શરીરવાળાં ફૂલોના ઢગલા: લલિતાનના–સુંદર ચહેરાવાળી: આતપ–તડકો: શી રીતે...નહાઇ–મરણ પામ્યા પછી પ્રિયજનોને મળવું શક્ય નથી.

છંદ પ્રહર્ષિણી: ગાગાગા લલલ લગાલ ગાલગા ગા
મ ન જ ર ગ

પ્રાસ અબ અબ.

**ગુલમોરના ઝાડ ઉપર** (પૃ. ૧૧) [ પ્રસ્થાન ]

કસીદા એક જાતનો ગઝલનો જ પ્રકાર હોવાથી પ્રાસ, માપ વગેરે ગઝલના જેવાં જ. ઓછામાં ઓછાં ૧૩ અને વધુમાં વધુ ૧૨૦ જોડખાં આવી શકે. મુખ્યત્વે સભામાં વાંચવાની કૃતિ ગણાતી હોવાથી ખાકાની વગેરે સમર્થ કવિઓએ અતિપ્રશંસાના લોભે ઘણી વખત કસીદાને માત્ર શબ્દોની માલગાડી બનાવી દઇ તેના ભાવી ઉપર મોટો ફટકો લગાવ્યો છે. મહાત્મા શેખ સાદી જેવાને એ વસ્તુસ્થિતિ કંઇક સાલી હોય એમ લાગે છે. છતાં કસીદા અદ્યાપિ માત્ર પ્રશંસાનું જ વાહન ગણાઇ છે. તત્વચિંતન તેમજ બોધાત્મક કવિતા તરીકે પણ તેનો ઉપયોગ ઠીક ઠીક પ્રમાણમાં થયો છે. પરંતુ સાથે સાથે એજ પ્રકાર કુદરતી દશ્યોનાં વર્ણનો તેમ જ વ્યથા નિરૂપવામાં પણ યોજી શકાય છે, એ ભુલાવું જોઇતું નથી.

પ્રસ્તુત કસીદાનું માપ નીચે મુજબ છે:—

ફાએલાતુન ફાએલાતુન ફાએલાત
ગાલગાગા ગાલગાગા ગાલગા (લ)

હિજ્ર–વિરહ: આમદ–પ્રવેશ (આવવું તે ફા. આમદન–to come ઉપરથી) બેકરારી–બેચેની: શૌહર–વર (Bridegroom): જાંનિસાર

કરવો–કુરબાની આપવીઃ બેહયા–નિર્લજ્જપણું (હયા-શરમ): બેવકાર–ઉપેક્ષિત: ખિર્દ–બુદ્ધિ: બિસિયાર–પુષ્કળ: પરકાર–કુંડાળું: કર્દગાર-પરમેશ્વર દરમાન–ઉપાય: ઝાર-ઝાર રોવું–હૈયાફાટ રોવું: પીર–વૃદ્ધ માણસ: પરહેઝગાર–સંયમી: બેગાના–પરદેશી: 'મોગે' છાપ ભૂલ છે. 'માગે' જોઇએ. ( છેલ્લીની આગળની પંક્તિ )

**લાગેલી રઢા** (પૃ. ૧૪) [ ગુણસુંદરી ]

બાગબાન–માળી: પલાશ–ખાખરા: કિસાન–ખેડૂત.

છેલ્લીની આગળની પંક્તિમાં 'કીડીઓમાં કલાન્ત...'' વગેરે છપાયું છે ત્યાં "કીકીઓમાં કલાન્ત નિત્ય નાચવું હતું" એમ જોઇએ.

**ઉગતા પ્રભાતમાં** (૧૫) [ અપ્રગટ ]

સહર–પ્રભાત ( 'શહર' છાપભૂલ છે ): શજર–ઝાડ: દિવસનો શહેનશાહ –સૂર્ય: કમર–ચંદ્ર: ખ્વાબ–નિદ્રા: ખેશી–સ્વજન: વાલિદો–વાલીઓ: ઇજન–આમંત્રણ: વલે (વ્લેકિનનું ટૂંકું રૂપ) પરંતુ: શરર–વેદના: ઝરદાર–ધનિક: એહલે હુનર–કલાકાર વ્યવસાયિક:

માપ: મફ્ઊલ મફાઈલ મફાઇલ મફાઈલ ( ફુઊલુન)
લગાલગા લગાલગા લગાલગા લગા

**પાંગરતું યૌવન** (પૃ. ૧૭) [ અપ્રગટ ]

સોનેટ માટે અત્યાર સુધીમાં ગુજરાતના જાણીતા સાક્ષરો દ્વારા ઘણું કહેવાઇ ચુકયું છે. છતાં તેના બહિરંગ ઉપર ધ્યાન આપનારની સંખ્યા પા દઝનથી ઉપર નથી. અને તેજ કારણે સોનેટને નામે ખપતી સંખ્યાબંધ કૃતિઓમાં દટાઇ ગયેલી એવી રચનાઓ ભાગ્યે જ કોઇનું ધ્યાન ખેંચે છે. સોનેટ મૂળ ઇટાલિયન પ્રકાર છે. ખુદ અંગ્રેજી સાહિત્યના સુપ્રસિદ્ધ કવિઓ પણ એને છાજતો લિબાસ કવચિત જ આપી શકયા છે. ગુજરાતીમાં છંદોનાં અનિવાર્ય બંધનોને લીધે એવી રચનાઓ વિશેષ દુર્ઘટ છે. છતાં મોંઘવારી અને અછતના પ્રમાણમાં તેની સાચી કીંમત અંકાવી તો બાજુએ રહી, પણ કેટલીક વખત, માત્ર સોનેટ હોવાને કારણે જ, મરેલા ઉંદરની હાલતને પ્રાપ્ત થાય છે !

છંદ હરિણી:

લલલ લલગા ગાગાગા ગાલગા લલગા લગા
ન સ ભ ર સ લ ગ

પ્રાસ: अत्रवअ अत्रवअ । कडई कडई ॥

કુટીર કુસુમો–કુટીર (ઝુંપડી)ની આજુબાજુનાં ફૂલો. ઝુંપડી બાગની વચ્ચે

આવેલી હોવાથીઃ " હતી સુરખાતી તે અરુણ કરના...નવી રીતે" નાટક અથવા સીનેમાના નટનટીઓ ઉપર પ્રકાશનાં રંગબેરંગી કિરણો નાખવામાં આવે છે તેમઃ પરિલુતા ભૃંગો કેરી કતાર વડે થતી–ભમરાઓની હારોથી ત્રાસ પામતી: પ્રવહણ યુવા કેરૂં જાણે–કાલિદાસમાં આવે છે તેમ **मदनस्य प्रहरणम् ।** માંનું ' પ્રહરણ ' (હથિયાર) નહીં. ' પ્રવહણ ' એટલે ઢાંકેલો રથ, માફો, કે વહાણ.

આખું સોનેટ એક ચિત્ર રજુ કરવા પૂરતું જ છે. આગળ આવતી મારી બીજી શૃંગારકૃતિઓમાંની ઘણી ખરી આત્મલક્ષી જેવી લાગતી હોવા છતાં માત્ર સર્વાનુભવરસિક વર્ગની જ લેખાય એમ ઇચ્છું છું.

**ચણોઠી** (પૃ. ૧૮) [પ્રસ્થાન]

પ્રાસ રચના अअब ककब ।

**ગામડાનું યશોગાન** [સાહિત્ય]

**તરાણું**: સંગીતમાં સારિગમ, તબલાના બોલ તેમ જ કેટલાક અર્થહીન શબ્દોવાળા જે નોટેશન તૈયાર કરવામાં આવે છે તેને જ સ્વાભાવિક રીતે તરાના કહે છે. પણ ફારસીમાં તેનો અર્થ ગીત કે ગાયન થાય છે. સ્વ. ડો. ઇકબાલે પણ પોતાની કેટલીક સાદી કૃતિઓને તરાના તરીકે ઓળખાવી છે. તે ઉપરથી તરાણું એટલે સાદું ગીત ( A light Song ) ઉપરોક્ત કાવ્ય માટે એક અગત્યનો ઋણ સ્વીકાર પણ આવશ્યક છે. ઇંગ્લાંડના સુપ્રસિદ્ધ કવિ W. Cowper ની The Task માં,

" God made the Country and man made the town"

આવે છે તેની સ્મૃતિ લખતી વખતે છેક ભૂંસાઇ ગયેલી નહિ.

**રઘા ભગતે પકવેલી જુવાર** (પૃ. ૨૧) (ઊર્મિ, સાહિત્ય કલ્લોલ ભા. ૩)

આ સંપૂર્ણ સ્વાનુભવ રસિક કૃતિ ખરી.

હે હિયાં–ખેતરમાં પડતાં પક્ષીઓનાં ટોળાંઃ ટોયો–રખેવાળ: ગાડા સાથે કડકડ થતા–ઊંજવાને વાંકે કડ કડ અવાજ કરતું ગાડું લઇનેઃ

પૃ. ૨૨ ઉપર પાંચમા શ્લોકમાં 'ખેગલની' છપાયું છે ત્યાં 'ખેમલા' ની જોઇએ.

**ખુબસૂરતીનું મરણ** ( પૃ. ૨૫ ) [ અપ્રગટ ]

દર્જ–ટૂંક અવસાન ગીત ( અંગ્રેજી Dirge ઉપરથી ) ગઝલ જેવી લાગતી આ કૃતિને ગઝલ કેમ નથી કહી તે માટે જુઓ મારું ' આપની લલાઇ' નું ટિપ્પણ. આ કૃતિમાં પ્રાસને સદંતર કાઢી નાખ્યો છે.

તવકકુફ કરવું–થોભવું: ખુર્રમ–આનંદદાયક: ગમગીન–શોકજનક: સિવાયે–સિવાય: ખાવિંદ–માલિક (ધણી): બાઝી–રમત: વલેકિન–પરંતુ: બાઝીગરો–ખેલાડીઓ (Sportsmen): ગોર–કબર: વલીઓ–ઓલીયા: ગાઝીઓ–વિજેતાઓ ગનીઓ–શ્રીમંતો: ખાકબાલીને–માટીને ઉશીકે: ખુનરેઝી–હત્યા ( Blood–shed ) તસવ્વુર–ખ્યાલ.

માપ: મફાઈલુન મફાઈલુન મફાઈલુન મફાઈલુન
લગાગાગા લગાગાગા લગાગાગા લગાગાગા.

**ગુમ થયેલી ગુલાબ** (પૃ. ૨૮) [ ઊર્મિ ]

કૃપાણ–તલ્વાર:વિનોદનો મીઠો ઝરો... વિષાદમાં સરી–ગમગીન કુટુંબો માટે વહી રહેલો આનંદનો મીઠો પ્રવાહ: મસાણ–સ્મશાન: મરાલ–હંસ: સમેણ–બે. ( ચોકસીઓની સંજ્ઞા છે સમાણી ઉપરથી. તેથી ચાર સમેણ એટલે આઠ. ગુલાબ આઠ વરસની હતી ). હતી પછાડી જેહને ન વેદીએ વિવાહની–જેનો વિવાહ હજી જોડાયો ન હતો: દિ'–દિવસ: મહોરી–બળદને પહેરાવવાની : વિમર્શ–વિચાર : ઋતુ તુષારની દિનો તણી ઉતાવળા–શિયાળો: પ્રતાપરશ્મિ–સૂર્ય: જા'શ–જઈશ: ભાર–શોધ ભો–ભય. લાલિમા–સુરખી: કાલિમા–અંધારૂં: ઉછાગ–ઉત્સાહ: કૃષ્ણસાર–એક જાતનું હરણ. વિમાર્ગ... વસી–ભૂલી પડી: કાંપ–કાદવ: નિવર્તવું–પાછા ફરવું: ક્ષપાપતિ–ચંદ્ર: રેવ–નર્મદા: ( 'લ્યૂસી ગ્રે' ની અનુકૃતિ. )

**પ્હો ફાટતાં** (પૃ ૩૧) [અપ્રગટ ]

વનવેલી–મનહર છંદની બધી પંકિતઓ સોળ અક્ષરની કરીને સ્વ. ધ્રુવે નીપજાવેલો નવો છંદ. પ્રધાનની પ્રતિજ્ઞા જોયું તે પહેલાં એવીજ એક પ્રાસ વગરની રચનાને મુકત મનહર નામ આપી મેં પ્રસ્થાનમાં છપાવી હતી. આ કૃતિમાં પ્રાસ ઉમેર્યો છે એટલું જ વધારે.

ઉષા-પ્રભાત: ઉદયશિખર-સૂર્યને ઉગવાની જગા: વિભાવરી-રાત્રિ: સહસ્ત્ર-મયૂખ–સૂર્ય: મોડતી–મરોડતી: આશાભર્યો કુકડાતણો ઉચાર–આશાભર્યો, કારણ કે દરેક ધંધાર્થી પોતાના કામને લીધે ઉત્સાહથી નિત્યક્રમમાં પરોવાય. હુંકૃત–સાંબેલાનો લાક્ષણિક અવાજ: તેલ પીનારો–છાપ ભૂલ છે: 'પીલનારો' જોઇએ. હારિ–ખેડૂતનો સાગરીત: જટિલ–ગાઢ: ઉલૂક-ઘુવડ: અસધવા-વિધવા:

**નામે ભોંયું કરી જાઉં** (પૃ. ૩૪) [ પહેલું કયાં પ્રગટ તે યાદ નથી ]

તર્જ–ગાવાને અનુકૂળ સાદી ટુંકી રચના. પ્રભાત નર્મદામાં લેવાયલી બધી તર્જો રાગવાર નોટેશન સાથે આપવાનો વિચાર હતો; પરંતુ તેમ કરતાં

આવેલી હોવાથી: "હતી સુરખાતી તે અગુણુ કરતા...નવી રીતે" નાટક અથવા સીનેમાના નટનટીઓ ઉપર પ્રકાશનાં રંગબેરંગી કિરણો નાખવામાં આવે છે તેમ: પરિહતા ભૃંગો કેરી કતાર વડે થતી–ભમરાઓની હારોથી ત્રાસ પામતી: પ્રવહણુ યુવા કેરું જાણે–કાલિદાસમાં આવે છે તેમ **मदनस्य प्रहरणम्।** માંનું 'પ્રહરણ' (હથિયાર) નહીં. 'પ્રવહણુ' એટલે ઢાંકેલો રથ, માફો, કે વહાણ.

આખું સોનેટ એક ચિત્ર રજુ કરવા પૂરતું જ છે. આગળ આવતી મારી બીજી શૃંગારકૃતિઓમાંની ઘણી ખરી આત્મલક્ષી જેવી લાગતી હોવા છતાં માત્ર સર્વાનુભરસિક વર્ગની જ લેખાય એમ ઇચ્છું છું.

**ચણોઠી** (પૃ. ૧૮) [પ્રસ્થાન]

પ્રાસ રચના अअब ककब ।

**ગામડાનું યશોગાન** [સાહિત્ય]

**તરાણું**: સંગીતમાં સારિગમ, તબલાના બોલ, તેમ જ કેટલાક અર્થહીન શબ્દોવાળા જે નોટેશન તૈયાર કરવામાં આવે છે તેને જ સ્વાભાવિક રીતે તરાના કહે છે. પણ ફારસીમાં તેનો અર્થ ગીત કે ગાયન થાય છે. સ્વ. ડૉ. ઇકબાલે પણ પોતાની કેટલીક સાદી કૃતિઓને તરાના તરીકે ઓળખાવી છે. તે ઉપરથી તરાણું એટલે સાદું ગીત ( A light Song ) ઉપરોક્ત કાવ્ય માટે એક અગત્યનો ઋણ સ્વીકાર પણ આવશ્યક છે. ઇંગ્લાંડના સુપ્રસિદ્ધ કવિ W. Cowper ની The Task માં,

" God made the Country and man made the town"

આવે છે તેની સ્મૃતિ લખતી વખતે છેક ભૂંસાઇ ગયેલી નહિ.

**રઘા ભગતે પકવેલી જુવાર** (પૃ. ૨૧) (ઊર્મિ, સાહિત્ય કલ્લોલ ભા. ૩)

આ સંપૂર્ણ સ્વાનુભવ રસિક કૃતિ ખરી.

હે હિયાં–ખેતરમાં પડતાં પક્ષીઓનાં ટોળાં: ટોચો–રખેવાળ: ગાડા સાથે કડકડ થતા–ઊંજવાને વાંકે કડ કડ અવાજ કરતું ગાડું લઇને:

પૃ. ૨૨ ઉપર પાંચમા શ્લોકમાં 'ખેમલની' છપાયું છે ત્યાં 'ખેમલા' ની જોઇએ.

**ખુબસૂરતીનું મરણ** ( પૃ. ૨૫ ) [ અપ્રગટ ]

દર્જ–ટૂંકુ અવસાન ગીત ( અંગ્રેજી Dirge ઉપરથી ) ગઝલ જેવી લાગતી આ કૃતિને ગઝલ કેમ નથી કહી તે માટે જુઓ મારું 'આપની ભલાઇ' નું ટિપ્પણ. ચાલુ કૃતિમાં પ્રાસને સદંતર કાઢી નાખ્યો છે.

તવક્કુફ કરવું–શોભવુંઃ ખુર્રમ–આનંદદાયકઃ ગમગીન–શોકજનકઃ સિવાયે–સિવાયઃ ખાવિંદ–માલિક (ધણી): બાઝી–રમતઃ વલેકિન–પરંતુઃ બાઝીગરો–ખેલાડીઓ (Sportsmen): ગોર–કબરઃ વલીઓ–ઓલીયાઃ ગાઝીઓ–વિજેતાઓ ગનીઓ–શ્રીમંતોઃ ખાકબાલીને–માટીને ઉશાકઃ ખુનરેઝી–હત્યા ( Blood-shed ) તસવ્વુર–ખ્યાલ.

માપઃ મફાઈલુન મફાઈલુન મફાઈલુન મફાઈલુન
લગાગાગા લગાગાગા લગાગાગા લગાગાગા.

**ગુમ થયેલી ગુલાબ** (પૃ. ૨૮) [ ઊર્મિ ]

કૃપાણ–તલ્વારઃવિનોદનો મીઠોઝરો... વિષાદમાં સરી–ગમગીન કુટુંબો માટે વહી રહેલો આનંદનો મીઠો પ્રવાહઃ મસાણ–સ્મશાનઃ મરાલ–હંસઃ સમેણ–બે. ( ચોકસીઓની સંજ્ઞા છે સમાણી ઉપરથી. તેથી ચાર સમેણ એટલે આઠ. ગુલાબ આઠ વરસની હતી ). હતી પછાડી જેહને ન વેદીએ વિવાહની–જેનો વિવાહ હજી જોડાયો ન હતોઃ દિ’–દિવસઃ મહોરી–બળદને પહેરાવવાની : વિમર્શ–વિચાર : ઋતુ તુષારની દિનો તણી ઉતાવળા–શિયાળોઃ પ્રતાપરશ્મિ–સૂર્યઃ જા’શ–જાઈશઃ ભાર–શોધ ભો–ભય. લાલિમા–સુરખીઃ કાલિમા–અંધારૂંઃ ઉછાગ–ઉત્સાહઃ કૃષ્ણસાર–એક જાતનું હરણ. વિમાર્ગ... વસી–ભૂલી પડીઃ કાંપ–કાદવઃ નિવર્તવું–પાછા ફરવુંઃ ક્ષપાપતિ–ચંદ્રઃ રેવ–નર્મદાઃ ( ‘ લ્યૂસી ગ્રે ’ ની અનુકૃતિ. )

**રહો ફાટતાં** (પૃ ૩૧) [અપ્રગટ ]

વનવેલી–મનહર છંદની બધી પંકિતઓ સોળ અક્ષરની કરીને સ્વ. ધ્રુવે નીપજાવેલો નવો છંદ. પ્રધાનની પ્રતિજ્ઞા જોયું તે પહેલાં એવીજ એક પ્રાસ વગરની રચનાને મુકત મનહર નામ આપી મેં પ્રસ્થાનમાં છપાવી હતી. આ કૃતિમાં પ્રાસ ઉમેર્યો છે એટલું જ વધારે.

ઉષા-પ્રભાતઃ ઉદયશિખર-સૂર્યને ઉગવાની જગાઃ વિભાવરી-રાત્રિઃ સહસ્ત્ર-મયૂખ–સૂર્યઃ મોડતી–મરોડતીઃ આશાભર્યો કુકડાતણો ઉચાર–આશાભર્યો, કારણ કે દરેક ધંધાર્થી પોતાના કામને લીધે ઉત્સાહથી નિત્યક્રમમાં પરોવાય. હુંકૃત–સાંબેલાનો લાક્ષણિક અવાજઃ તેલ પીનારો–છાપ ભૂલ છેઃ ‘પીલનારો’ જોઈએ. હાિર–ખેડૂતનો સાગરીતઃ જટિલ–ગાઢઃ ઉલૂક-ઘુવડઃ અસધવા-વિધવાઃ

**નામે ભોંયું કરી જાઉં** (પૃ. ૩૪) [ પહેલું કયાં પ્રગટ તે યાદ નથી ]

તર્જ–ગાવાને અનુકૂળ સાદી ટુંકી રચના. પ્રભાત નર્મદામાં લેવાયલી બધી તર્જો રાગવાર નોટેશન સાથે આપવાનો વિચાર હતો; પરંતુ તેમ કરતાં

ગાનારને સ્વતંત્ર રીતે ગાવાનો અવકાશ ન રહે, તેમજ સંગીતના વિશેષજ્ઞોને પણ છેતરવા જેવું થાય. એટલે એવો લોભ જતો કર્યો છે.

કે'તો-કહે તો: ભોંયું-જમીન.

## પ્રવાહ બીજો

**સદ્‌ભાવના** (પૃ. ૩૫) [ઊર્મિ, આપણી કવિતા સમૃદ્ધિ આ બીજી]

નગદ-પૈસો. મુહબ્બત-પ્રેમ. તસ્વીર-છબી. મતા-દ્રવ્ય. ખાતરી-સેવા.

પ્રાસ રચના ગઝલ જેવી છે છતાં હું એને ગઝલ કહેવડાવવા માગતો નથી. છંદોબદ્ધ રચનામાં ગેયતાનો નવો ઝોક લાવવા પુરતોજ એ પ્રયાસ છે.

**યાર શી ફર્યાદ કરે** (પૃ. ૩૬)

આહ-નિશ્વાસ. નાલા-રુદન. ઉમ્ર-વય. રેન-રાત. બુંદ-આંસુ. જફા-જુલમ. જાનાન-પ્રિયતમા.

માપ: મુફ્‌ત અલુન મફા અલુન
ગાલ લગા ગાલ લગા, (અગર 'લગા ગાલ')

**બંધ કમાડ કને** ( પૃ. ૩૬ ) [ અપ્રગટ ]

ઉપાલંભ કાવ્ય. સંબોધાયલું છે તો મિત્રને પણ પ્રેમ-કાવ્ય તરીકે ઘટાવવાની પણ બધી અનુકૂળતા રહેવા દીધી છે.

'હા ના'-આનાકાની. રસ્તે જનાર-અતરાપી. જન્મેલ કાલ-આજકાલના. બુભુક્ષા-ભૂખ. જુગુપ્સા-અણગમો.

**સૌંદર્ય-જય-ગાન** (પૃ. ૩૮) [ ગુજરાત ]

" Let Love upon sweet Beauty wait
With due devotion of a mate." થી શરૂ થતી

મારી એક અંગ્રેજી કૃતિ ઉપરથી.

ચઢે ચાકે ચિત સંશયગ્રસ્ત-સંશયયુક્ત મન વિચારને વમળે ચઢી જાય. વિમર્શ-ચિંતન. આંગળીઓ કરડાય-તાજૂબ થઈ જાય. સમય સામે....શૂન્ય.

જુઓ Shakespeare નું પહેલું સોનેટ.

From fairest creatures we desire increase
That thereby Beauty's rose might never die.

નિર્વેદ-શોક.

**ઉઘડતી બહારમાં** (પૃ. ૪૦) [ માધુરી ]

બાદે સબા-સવારનો પવન. સહી-સલામતી. બહાર-વસંત. દીવાની-મસ્ત. લિબાસ-પોશાક. અંકલેસર-અંકલેશ્વર.

લગાલગા લલગાગા લગાલગા લલગા ( ગા ગા )
ફાએલાતુન્ ફ્ઉલાતુન્ ફ્ઉલાતુન્ ફ્ઉલુન્ ( ફા'લાત )

**યુવાની** ( પૃ. ૪૦ ) [ પ્રસ્થાન ]

સુરસરી–સ્વર્ગગંગા. સાનિધ્ય'–સાનિધ્યમાંના અર્થમાં, આશ્લેષમાન–ભેટવાનો અધિકાર. વિતાન–ચંદરવો 'વિતાને' ના અર્થમાં: દર્શ–દર્શન. પૂર્વના પદ્ય જેવી–દોષ રહિત સંસ્કૃત કાવ્ય જેવી. તું વિષે–તારા વિષે. દસે–રંજાડે.

**અમ ઘેર પધારશો પ્રવાસી** ( પૃ. ૪૧ ) [કુસુમ]

સુમન સમય–મધુમાસ. ભર–ભાર. પ્રકામ–તૃપ્તિપર્યંત. સુહાગી–ભાગ્યશાળી. પ્રાસ અવ અચ કક્ક

પુષ્પિતાગ્રા લલલ લલલ ગાલગા લગાગા
ન ન ર ય
લલલ લગાલ લગાલ ગાલગા ગા
ન જ જ ર ગ

**યુવતી અને અરીસો** ( પૃ. ૫૩ ) [ કૌમુદી ]

તનુસૌષ્ઠવ–શરીરની સુઘડતા. ઓઝલ–બુર્કો. ઉલટી–ઉભરી. સહવેપથુ–રોમાંચ સાથે: શોકલડી–સપત્ની.

ભ્રમરાવલી: લલગા લલગા લલગા લલગા લલગા
સ સ સ સ સ

**બંદા બનવાની** ( પૃ. ૪૩ ) [ અપ્રગટ ]

સનમ–માશૂક (મૂર્તિ). મહીનો–માસિક પગાર. મનસબ–હોદ્દો. સુલ્તાન સરહદનો–સરહદનો. સુલ્તાન, 'ભલો ભૂપ' એ અર્થમાં. મંઝિલ–નિવાસ સ્થાન. ખોફ–ધાક. પરદાનશીં (પરદાનશીન)–બુર્કામાં રહેલ. ઝિંદા થતો–જીવતો થતો. હલાક પામી–મરણ પામીને. પતલિયો–'પતીલ'નું તોછડું રૂપ. સદા–અવાજ.

માપ: મસ્તુફ્અલુન મસ્તુફ્અલુન મસ્તુફ્અલુન મસ્તુફ્અલુન
ગાગાલગા ગાગાલગા ગાગાલગા ગાગાલગા

**નયનનર્તન** ( પૃ. ૪૫ )

સુટાંકણે–શુભ અવસરે. કનકકંજ–સોનાનું કમળ. કમનીય–ચહાવા લાયક. હીય–હૃદય(ને). દારિદ–દરિદ્રતા. જટિલ...મતા–મનની જટિલ મતા (પૂંજી) જાળવતો. સ્મર–કામદેવ. નિરામય–અનામય (આરોગ્ય). વદનાંબુજ–મુખ કમળ. મયૂખ–કિરણ. તહીં મને પણ...માનવું (અહીં મને 'મારે'ના

આર્ષમાં છે. )

**પ્રેમ દોરી** (પૃ. ૪૬)

દગ–આંખ. નધાસુર–બેશરમ. પતલી કમર–પાતળી કમર. પતલીમાંથી 'પતીલ' શબ્દ બની શકે છે એટલે તે વડે જ ઉપનામની અનિવાર્યતા સચવાઇ જાય છે.

**અમારા તરફ** (પૃ. ૪૭) [ આરામ ]

માપ: લલગાગા લલગાગા લલગાગા લલલ

**નિર્વાસન** ( પૃ. ૪૮ ) [ પ્રસ્થાન ]

નિર્વાસન–વધ ( દેશનિકાલ કરવું તે ) મહાન સજા. પથ...તાણતી–બેપરવાઇથી ચાલતી–( જેના પગ નીચે કચડાઇ જતા આશકોનાં મૂક પુષ્પો સમાં અબોલ શરીરો પાથરણાની ગરજ સારી રહ્યાં છે. અવધીરણા–ઉપેક્ષા, અબુધ–નિખાલસ. કર નિરોધ કાર્પણ્યતો–ક્રૂરતા ઓછી કર. દૈન્ય–(દીનપણું નહીં ) હલકાઇ. જીવનકેરી સન્ધ્યા–મૃત્યુ નજીકનો સમય. ન ઓછી...તને. અમારો વધ કરવાની તને પ્રબલ ઇચ્છા છે, છેલ્લી ચાર પંક્તિ–છતાં તું અમારા તરફ જોઇને સુંદર સ્મિત કર; જેથી મરતી વખતે પણ અમારૂં જીવવું સાર્થક લેખાય.

**દિરમ સદ હજાર આપે** ( પૃ. ૪૯ ) [ શારદા ]

સદ હજાર–એક લાખ. દિરમ–એક જાતનો સિક્કો. આરામગાહ–કબર ( વિશ્રાંતિ સ્થાન ). ખિઝાં–પાનખર. બહાર–વસંત. બખ્તિયાર–નસીબદાર. શરાબ–દારૂ. ખુમાર–ખુમારી. ગમી–શોક. દિલોજાં ( દિલ અને જાન ) પ્રિયતમા. બોસો કનાર–ચુંબન અને ખોળો–સંપૂર્ણ સાન્નિધ્ય. આશના–મિત્ર. ઇખ્તિયાર–અધિકાર.

માપ. ગાલગાલ ગાગા લગા લગાલગા ગા.

**બીજની સન્ધ્યા** ( પૃ. ૫૧ ) [ અપ્રગટ ]

પ્રયોગ લાવણીઃ કથા કાવ્યોમાં મુક્ત છંદના (Blank verse જેવા) મારા અખતરાઓ સામયિકોમાં દેખાવા લાગ્યા તે પહેલાં શેક્સ્પીયરની શૈલીની મારી એક પંચાંકી 'કરૂણાન્તિકા'માં એનો સળંગ ઉપયોગ કરેલો હોવાથી હું એને એ રીતે જ ઓળખાવું છું. પ્રસ્તુત નાટક સોળ વરસ પૂર્વે જન્મેલું હોવા છતાં તેનો દીનહીન સર્જક નાટકકાર તરીકે હજી વાંઝિયો જ કહાવે છે; કારણ કે ઇબ્શન અને ' શો ' ની અસરથી, પદ્યનાટકોનો જમાનો ગુજરાતીમાં શરૂ થતા પહેલાં જ અદૃશ્ય થઇ ગયો. લાવણીના સ્પેન્શેરિયન

નવકાની ચાઇલ્ડ હેરોલ્ડના કદની મારી વર્ણનાત્મક સળંગ કથાકૃતિ પણ હજી એજ હાલ સેવે છે. હું આ ગિના ફરિયાદ તરીકે રજૂ કરતો નથી. માત્ર હકીકત લેખે જ નોંધું છું.

મણકા–નામના જાપ. મનોહર...લેખો એમાં 'લખ્યા' ભૂ–કૃદંતના અર્થમાં સ્વીકારવું. ખીલતી યુવાનીના લાક્ષણિક ચિન્હો. તલપાપડ–અત્યાતુર. પરેશાન–વિહ્વલ યૂપ–યજ્ઞના પશુને બાંધવાનો સ્થંભ. વત્સ–વાછરડું.

**બહુ બારીક છે અણી** ( પૃ. ૫૫ ) [કૌમુદી]

મુસદ્દસ-૭ પંક્તિની ટૂંપોવાળું કાવ્ય. ઘણી જાતના માપમાં લખી શકાય છે સ્વ. હાલીની સુવિખ્યાત મુસદ્દસ ભુજંગી છંદના રાહમાં છે. માપ–એ જાતનું આગળની ગઝલો ઉપરથી તારવી શકાશે. ગિરફ્તાર–પકડાયેલો. ગલ–માછલી પકડવાનો હૂક: ચોથી ટૂંપમાં ' નઝેરે ' છપાયું છે. ત્યાં ' મજરે ' કરવું. ગલેલી–તરફડી ( તાડનું ફળ ) તાજી તોલ–બહુજ તાજી, " અકકલની બપોર" આવડતાની પરિસીમા. ગિરેબાન–કોલર: ઝનખદાન–મહેણાં–ટાણાં. કરી ગુનાહ પર....વહોરું–તારો ( મીઠો ) ઠપકો ખાવા માટે જાણી બુઝીને ભૂલો કરું. ફોફલ–પાન. ચેવલ–સોપારી: દહન–મુખ. કોમલ–કોમલ:

**સુધાસ્રવતી નેનો** ( પૃ. ૫૭ ) [ પ્રસ્થાન ]

વદંતી–બોલતી: રતિઘેન–પ્રેમની મસ્તી.

કુમાર લલિત : લગાલ લલગા ગા
જ સ ગ

**ગુલાબી ગાલ પર** ( પૃ. ૫૮ ) [ આરામ દીપોત્સવી ]

ઝાગ–કાગડો. ( ફારસી કાવ્યોમાં રમણીઓના ગાલ ઉપરના તલને કાગડાની ઉપમા ઘણી વખત આપવામાં આવેલી મળી આવે છે તે ઉપરથી: ) સવાલ–માગણી: વિસાલ–વસ્લ–એકાન્ત મિલન: હુસ્ન–સૌંદર્ય: બેનઝીર–અપૂર્વ–અજોડ: મુશ્તાક–લોલુપ–લુબ્ધ: બોજાથી બદનના–યુવાના લાક્ષણિક આવિર્ભાવથી: હિલાલ–બીજનો ચંદ્ર: ચિરાગ–દીવો: જલાલ–તેજ–ભભકો: નિગાહ–નજર: ' રાઝે–ફર્જ '–ફરજનું ગૂઢ રહસ્ય: નુકતો–વિચારવા જેવો બોલ: મર્ઝ–રોગ: ઇસ્પિતાલ–Hospital.

**દરિયા પર નાવ ડોલતી** [ માધુરી ]

' ગાથા ' માટે જુઓ આજ કાવ્યની માધુરીના એપ્રિલ ૧૯૩૯ ના અંકમાં આપેલી મારી ટીપ.

**ખપના દિલાસા શા** [ પ્રસ્થાન ]

મદફન–દફન થવાની જગા (કબ્રસ્તાન): શતરંજ–જેમાં સો રંજ છે તે–' શેતરંજ ' ની બાજી. હમે આખર–છેલ્લો શ્વાસ લેતી વેળા.

**મેઘધનુષ** ( પૃ. ૬૧ ) [ પ્રસ્થાન ]

વનિત સ્વભાવ જેવું-સ્ત્રીસહજ ગુણવાળું: સાંપ્રત-પ્રાપ્ત થયેલું: 'દોલતો છુપાતી'માં છુપાતી વિશેષણ છે: ઉત્કર્ષ-ઉદય: પરાભવ-પડતી:

**નેનની મખમૂરી** ( પૃ. ૬૨ ) [ શારદા ]

મખમૂરી-ખુમારી: હૂરી-અપ્સરા: રંજૂરી-વ્યથા: આહૂ-હરણ: નાફ-નાભી: ઝુલ્ફ-વાળની લટો: ગુલ્ઝાર-બગીચો: બસૂરી-બેસૂરી.

માપ. મફ્ઊલ મફાઈલુન, મફ્ઊલ મફાઈલુન.

ફલિત માપ (૧) ફુઉલાત ફાઐલાતુન્ ફુઉલાત ફાઐલાતુન્
(૨) મફ્ઊલ ફાઐલાતુન મફ્ઊલ ફાઐલાતુન્

**મૂક્યું હૈયું વ્હેતું** ( પૃ. ૬૩ ) [ ઊર્મિ ]

પ્રણયનદ-પ્રેમનો પ્રવાહ: આસાની-સહેલાઇ: કદમ-પગલાં: કામિલ-હુશિયાર: અતા કરવું-બક્ષવું: જીવોરો-જીવન: ખુશ્ક-સૂકું, સખત: બોતાના-તોહમત: બદમઝા-ખુવારી: કેપા-કર્યાં : કઝા-મોત: નકસ-નાચીઝ ( અહીં નિર્દોષ ).

**દિલબર બને** ( પૃ. ૬૪ ) [ સંદેશ દીપોત્સવી ]

અફસર-અમલદાર: દિલબર-દિલ લઈ લેનાર (પ્રિયતમા): જોહર-હીરો: દફ્તર-પુસ્તકો: સર-માથું: રહબર-દોરનાર: શાહ-રાજા ( ધનવાન ) ગદા-ભીખારી: ગેબ-આકાશ: સદા-અવાજ.

**વિજળીના ચમકારા નીચે** ( પૃ. ૬૭ ) [ પ્રસ્થાન ]

સુરનાયિકા-અપ્સરા: કૃશ-કોમળ: લલામ-સુંદર: મખ-યજ્ઞ: કૃશાનુ અગ્નિ: ભખે-ભક્ષણ કરે:

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ગીતિકા: | લલગા | લગાલ | લગાલ | ગાલલ | ગાલગા | લલગા | લગા |
| | સ | જ | જ | ભ | ર | સ | લગ |

અશુદ્ધ ગીતિકા તે હરિગીત.

**સ્વપ્નાં** ( પૃ. ૬૮ ) [ કૌમુદી ]

સહસ્રધા-સેંકડો રીતે: શ્વસન-શ્વાસ: 'પળ એવી...પાકી'માં પાકી એટલે ફળીભૂત થઇ: અતિરેકતી-ચઢી જતી: અભીષ્ટ-ઇચ્છેલ

**પર્દા ઉપર** ( પૃ. ૬૯ ) [ સંદેશ દીપોત્સવી ]

પર્દો-(૧) ઘુંઘટ, (૨) સીનેમાસ્ક્રીન: શર્મોહયા-લાજ—શરમ: ખિલવતનશીમન-એકાન્ત માટેનો ઓરડો: કારવાં-વણઝાર.

**ચાંદની રાત** ( પૃ. ૭૦ ) [ પ્રસ્થાન ]

હર્મ્ય-હવેલી: રમત પગદડાની-ફૂટબોલની રમત: કંદુક-દડો: અભિમુખ-સામે: ઇન્દુ, શશિયર-ચંદ્રમા.

**દર બહરે ઇશ્ક** ( પૃ. ૭૨ ) [ પ્રસ્થાન ]
મથાળાનો અર્થ : પ્રેમના સમુદ્રમાં

હયા–શરમ: આસતીં–બાંય: ઝીરો ઝબર–ઊંચી નીચી: ગુસ્સાગરી–શોક. નિરાધાર સ્થિતિમાં તણાતાં સાચા આશકમા’શૂકના હૃદયસંવાદનું બયાન.

**નયનો મયગૂન** ( પૃ. ૭૨ ) [ નવ પ્રભાત ]

મયગૂન–દારુના રંગ જેવાં, લાલ: પુરખુન–લોહીથી ભરેલ, લાલ: નૂન–ફારસી મૂળાક્ષરોમાંનો એક ૭ આ પ્રમાણે લખાય છે:

" દર રોઝે...અંદરૂન." આ આખી લીટી ફારસી ભાષામાં, અકસ્માત ઉતરી ગઇ હોવાથી તેજ પ્રમાણે રહેવા દીધી છે: એનો અર્થ, ‘ કયામતને દિવસે ઉપસ્થિત થયેલી મેદનીમાં.’

શીરીન–ફરહાદ, અને લયલા–મજનૂન–પ્રેમી યુગલો. મઝમૂન–વિષયસૂચિ ( Contents ): ફાલ માટે મેમૂન–સારા શુકન માટે: ફિરદોસ–સ્વર્ગ: ગઝલિયાત–ગઝલનું બહુવચન.

**રમેશ્વરીના નિરામય માટે** ( પૃ. ૭૩ ) [ પ્રસ્થાન ]

રસેપ્સુ–પ્રેમની ઇચ્છા કરનાર: નિગમભેદ–ન સમજાય એવાં રહસ્યો: નિસાસ–નિશ્વાસ:

**અભયનો સોદો** ( પૃ. ૭૪ ) [ ગુણસુંદરી ]

મોલ–મૂલ્ય: નિકૃષ્ટ–હલકા પ્રકારનો: નિચય–જથો.

પ્રવાહ ત્રીજો :

**ત્રાજવું** ( પૃ. ૭૫ ) [ગુજરાત, સાહિત્ય રત્ન ભાગ ૩ જો ]

સધારૂં–સુધારૂં. કોળવાઇનો કીર–ઉંદર. હલવાત–મીઠાઇ.

**મુકવા સર જાન ન રહી** (પૃ. ૭૫) [પ્રસ્થાન, આપણી કવિતા સમૃદ્ધિ]

સર–માથું. જા–જગા. સુધ–શુદ્ધિ. અટકયો જીવ...જબાન રહી–મરવાની છેવટની ઘડીએ પણ કશું બોલી શકાયું નહિ. લબ–હોઠ.

માપ: લલગા લલગા લલગા

**ગૃહસ્થ એક** (પૃ. ૭૫) [ પ્રસ્થાન ]

નામુરાદ–નાસિપાસ. ગીર–જાગીર.

ચિત્ર છંદ :

ગાલગા લગાલ ગાલગા લગાલ ગાલગા લ
ર જ ર જ ર લ

**વાળ વાંકુડિયા પ્રિયે** ( પૃ. ૭૬ ) [ ગુણસુંદરી ]

જહન્નમ–નર્ક. રાહ–રસ્તો (અહીં રીતના અર્થમાં નારી જાતીનો પ્રયોગ કર્યો છે. ) જન્નત–સ્વર્ગ.

માપ : ફાએલાતુન્ ફાએલાતુન્ ફાએલાતુન્ ફાએલાત :

**કૉસકીના દિલના એકરાર** ( પૃ. ૭૮ ) [કૌમુદી]

પહેલા ફકરામાં કેટલીક નકલોમાં પાંચમી લીટીમાં અક્ષરો થોડા ઊડી ગયા છે. તે આ પ્રમાણે જોઈએ:–'તદપિ નહિ સ્રજું હું થતી.'

**ગણિકાનો પોપટ** (પૃ. ૭૮) [સ્ત્રી શક્તિ]

વારવનિતા, પાતર, વામા રત-પરસંગ-વેશ્યા. કીર-પોપટ. ઓચરી-બોલી.

**વસંતવિરહિણી** (પૃ. ૮૦) [કુસુમ]

ગઝલનું માપ: ગાગાલલ ગાગાગાગા ગાગાલલ ગાગાગાગા

ગુલઝાર-ગુલશન-બગીચો. નાઝ-નાચ.

**ગુજરાતણ** (પૃ. ૮૧) [સાહિત્ય]

વડોદરા રાજ્યમાં ગુજરાતીને બદલે હિંદીને કચેરીઓમાં દાખલ કરવાનો ઠરાવ Resolution પસાર થવાની ખબર મળતાં તરતજ સ્વ. મટુભાઇ ઉપર પ્રસિધ્ધ થવા મોકલાયલું.

**ઠપકો** (પૃ. ૮૩) : પહેલું કયાં પ્રગટ થયું તેનો દાખલો મળતો નથી.

**તૂટેલી ચંપલને** (પૃ. ૮૪)

ચિલ્લાતી–રોતી. ગિલ–ધૂળ. નાખુશી–માંદગી. યકાયક–એકાએક મજલિસ–મહેફિલ. સના–વખાણ. મંઝિલ–ઘર. બેબદલ–અજોડ.

**સોગટી** (પૃ. ૮૬) [પ્રસ્થાન]

ઝયીફી–ઘડપણ. ગાફિલ–પ્રમાદી.

**તરસ્યા હોઠોની કથા** (પૃ. ૮૭) [યુવક]

પાંચ લીંટીની ટૂંપવાળી કવિતાને મુખમ્મસ કહે છે. તે ઉપરથી ઊર્દુમાં દૂહામિશ્રત ગઝલો લખાય છે તેને પણ તેજ નામ આપવામાં આવે છે. હિંદીમાં તેમજ ગુજરાતીમાં એવી રચનાઓ વધુ સરળતાથી થઇ શકે.

કમરો–ઓરડો. હસીન–ખુબસૂરત. ખુદબીન–સ્વાર્થી, એકલપેટો. બુઝર્ગી મોટાઇ. સકીમ–બીમાર. ફાકા–ઉપવાસ. ખાનદાન–કુટુંબ. ખેર–સુખાકારી. તિજારત–વેપાર. તસદીક–પ્રમાણપત્ર. મકસદ–પહોંચવાની જગા (ધ્યેય). અભાવને...રસ્તાના–ભોમિયાના સાથવિના. શહીદાના–શહીદ માફક. બાહિર–બ્હેન. આતશને ગ્રાસ–આગના પંજાથી. શાયર–કવિ. શેરગોઇ–કવિતા. કમાલ–ખુબી, પરિપૂર્ણતા. મિસરો–પદ્યની અર્ધી પંક્તિ.

**નૈયા ડોલે** (પૃ. ૮૯) [ગુણસુંદરી]

ઉલ્લોલ, કલ્લોલ–મોજાં. ફેનિલ–ફીણુ. નગમાલા–પર્વતોની હાર.

**એક ખંડ** (પૃ. ૯૦) [કૌમુદી]

મારા મામાના દીકરા સ્વ. વ્રજલાલ ગાંધીના મરણની અસર નીચે

લખાયલાં કેટલાંક કાવ્યોમાંનું એક. આગળ આવતા 'પ્રેમ અને અને આશ્વાસન' માં ખૂટતી Back-ground આમાંથી મળી રહેશે.

**વિષાદ ( પૃ. ૯૦ )** [માધુરી]

પહેલી કંડિકાની ૮ મી લીટીમાં 'વખત' કર્તા છે. ઉત્સાહોથી અનાવૃત-દિલગીર. શ્રુતિઇયળ-કાનમાં પેસી જનાર વિચિત્ર જીવડું. માહારી-મહારી.

**પ્રેમ અને આશ્વાસન (પૃ. ૯૩)** [પ્રસ્થાન]

ગ્લાનિ-ઉદાસીનતા. દર-ઘર.દેહલી-ઉંબરો. પૃ. ૯૪ ઉપર કૃતિની પાંચમી કંડિકામાં 'ત્યમ દેખાઇ' માં ત્યમ તેવીના અર્થમાં છે. રુજ-શોક. શતધા-સેંકડો રીતે. ક્લેદવાળા-ભીનાશવાળા. ( આંસુઓને લીધે )

**સાજનની ભેટ (પૃ. ૯૬)** [નવ પ્રભાત]

પ્રાસ अ अ अ व व છેલ્લી બે પંક્તિઓમાં ત્રણ ત્રણ શ્રુતી ઓછી કરેલી છે.

**સ્વજનવિરહ ( પૃ. ૯૭ )** [પ્રસ્થાન]

પૃ. ૯૮ ઉપર કંડિકા ૫ મી માં, રીસે-દુઃખ પામે, કસે-કસવાથી. અવ-સાદ-શોક. કાર્પણ્ય-ખામી. પૃ. ૯૯ કંડિકા ૧૪ માં જડતા સદાની ગ્રહે-મૃત્યુ પામતાં. વણ ગ્રસ્ત-ગૂંથાયા વિનાના.

**ઉરપારવાં( પૃ. ૧૦૦)** [ઊર્મિ]

ઉરપારવાં-હૃદયમાં વસતાં કબૂતર ( હૃદયની આરઝુઓ ) બિચારવાં-બિચારા. જનબંક-ટેકીલો માણસ. અતંક-મૃત્યુ. વણસ્યા-નાશ પામેલા.

પ્રાસઃ अव अव कक. છેલ્લી બે પંક્તિઓમાં વિયોગિનીની લાક્ષણિક વિષમતા દૂર કરી સંવાદ માટે બંને ચરણો સરખાં કર્યાં છે.

**ચુંદડીનો રંગનાર (પૃ. ૧૦૧)** [ ગુણસુંદરી ]

**વાદળીને ( પૃ. ૧૦૪ )** [પ્રસ્થાન, ગુજરાત]

મોડતી-મરોડતી. વિતર-આપ. કૈતવ-જુગાર. માલિનીમાં સામસામેના પ્રાસનો આવો પ્રયોગ સ્વ. ગોવર્ધનરામની સ્નેહમુદ્રામાં છે.

**છેલ્લો આશરો ( પૃ. ૧૦૫)** [કૌમુદી]

કાફીશાળા-હોટલ. રફીક-મિત્રો. સલામત-સુખાકારી. શમ્સો કમર-સૂર્યચંદ્ર. સમરકંદો બુખારા-સમરકંદ અને બુખારા. (જેને પ્રિયતમાના ગાલના તલ માટે આપી દેવાનું મહાત્મા હાફિઝે ગઝલ્યાતી ઢંગમાં જાહેર કરેલું તે.)

**અશ્વિન માસ (પૃ. ૧૦૬)**

પિહિત-ઢંકાયલું. અંતરિત-અંદર રહેલું. નખશિખ-પગના નખથી માથાના વાળ સુધી. (સમગ્ર રીતે) અછત-તંગી.

પ્રવાહ ૪થો

**પરાપૂર્વનો યોગ** (પૃ. ૧૦૭) [કૌમુદી]

સૃજન–સર્જન. સમશીલ–સરખા સ્વભાવના. મૈથાના અધિકારી–રસજ્ઞો.

આ સોનેટના પ્રથમાષ્ટકના પ્રાસમાં મૂળ ઇટાલિયન પ્રકારથી કંઈક જુદો છતાં એકંદર તેટલો જ સંતુક આખતરો કરાયલો છે.

પ્રાસ अब अब बअ बअ। कड कड ई ई।

**બુલબુલની પ્રાર્થના** (પૃ. ૧૦૮) [રાજસ્થાન દીપોત્સવી]

જાંસોઝ–હૃદયદ્રાવક. દર્વેશ–ફકીર. બહાર–વસંત. રિવાયત–તવારિખ. શિકાયત–ફરિયાદ. પરકાર–કૂંડાળું. રિઝવાન–સ્વર્ગનો બગીચો. (સ્વર્ગ) કિશ્વર–દેશ. નાઝ–નખરો. કસ્બણ–નર્તકી. મ્હેરબાં–મહેરબાન. કિરતાર–કર્દગાર પરમેશ્વર.

માપ: ગાગા લલગાગા ગાલગા, ગાગા લલગાગા ગાલગા

**સુંદર મુખ** (પૃ. ૧૦૯)

દશન–દાંત: કર્બુર–કાબરચીતરી.

**નવરાશ પ્રશસ્તિ** (પૃ. ૧૯) [ઊર્મિ]

કૃપાધવલી–હે કૃપાથી ધવલ (સુંદર). આર્જવયુક્ત રવે–દર્દમય અવાજે. દલ–પાંદડું. અક્ષત–ચોખા. વરજે–તજે. સુસમતિ–Stupid બૂરથલ. આમય–રોગ. અર્ણવ–સમુદ્ર. યાળ–કેશવાળી.

પ્રાસ अबक कअब

**મહેબૂબના વસફમાં** (પૃ. ૧૧૨) [કૌમુદી]

બેહાદ–અસહાય. મુશ્કિલાત–મુશ્કેલીઓ. બેનવાઇ–ભૂખમરો, તંગી. આબે ખિઝર–અમર જિંદગીનો ઝરો. ફના થઇ જવા, નાશ પામવા. સમેથી સબાના–સવારના વખતથી. વફાત–મૃત્યુ. અદુ–દુશ્મન. ખુશ્ક–સૂકું નવાઝવા–પોષવા. હકીકતે–ખરું કહેતાં.

**વિપત્તિ સ્તોત્ર** (પૃ. ૧૧૪) [પ્રસ્થાન]

વાહાલી–વ્હાલી. નિબ્રકી–ઉપેક્ષા કરીને. અણછતા–છૂપા. મૂજમય–મારાથી અભિન્ન. સુનિશિત–ખૂબ તેજ. અવગત–જાણીતી. વિપુલતા–વિસ્તાર તસ્કર–ચોર. અયશરહિતા–પ્રશંસા પામેલી. ગંધર્વ નગરે–નહિ જેવી હસ્તી વાળા મારા નગર તરફ. હુતભુજ–અગ્નિ. વિતરતી–આપતી.

**પ્રિયતમની પધરામણી.** (પૃ. ૧૧૬) [નવચેતન]

અબ્ર–વાદળું. આફતાબ–સૂર્ય. બેનકાબ–ખુલ્લે ચહેરે. સર્વ (૧) ઊંચું સરવનું ઝાડ (૨) બધાં. મુદામ–હંમેશા. સહાબ–વાદળું. હિજ્ર–વિરહ.

કબાબ-ગોસ્તનું એક લિજ્જતદાર પ્રવાહી ખાદ્ય.
માપ. ગાલગા લગાગા લગાગા લગાલ

**નિદ્રા** (પૃ. ૧૧૭) [પ્રસ્થાન]

અનુતાપની-અનુતાપજનિત. અવરને અધિકાર-બીજાના તાબામાં 'ગરક કેફ કરી જગને મહીં' આમાં મારો લાક્ષણિક દુરાન્વય દોષ છે. ગદ્યપાઠ, જગને કેફમાં ગરક કરી.

**નવાબી આપી** (પૃ. ૧૧૮) [નવ પ્રભાત]

સહી-ચેન. શબાબી-તાઝગી. શિતાબી-ફુર્તી. મર્ઝ-રોગ. હિબાબી-મોહોબ્બત. હુજાબી-વૈતરૂં (હાજિબ ઉપરથી)

**પ્રેમનો જાદુ** (પૃ. ૧૧૯) [પ્રસ્થાન, આપણી કવિતા સમૃદ્ધિ]

જીવન-સમર-જીવન સંગ્રામ.

**વહદત** (પૃ. ૧૨૦) [પ્રસ્થાન]

વહદત-અદ્વૈત, (Unity)

મદ્રસા-નિશાળ. હજાર આફતાબ શુદ થયા-ઘણા દિવસ પસાર થયા. સદા-અવાજ: મરકબ-ઘોડો:

**રેશમના કીડાને** (પૃ. ૧૨૧) [ઊર્મિ]

નિવૃત-નિવૃત્ત. ભૃશ-પુષ્કળ. દલ-પાંદડાં. વિશીર્ણ-ખવાઇગયેલાં. ૨૭ કંડિકાની પ્રથમ ચાર લીટીનો અર્થ-રેશમી કાપડ. ત્રાણ-બચાવ. નિલય-રહેઠાણ. અનધિગત-અજાણ્યું. અલસયોગ-સુસ્તી. મનસિજતાર-કલ્પનાતંતુ. પ્રાશી-અશન કરીને: સમવ્યવસાય-સરખા ધંધાવાળો.

**પક્ષીના વ્યોમ વિહાર ઉપર** (પૃ. ૧૨૩) [ કૌમુદી ]

આને ચોસરસાઇ કે રોયલ સ્ટાન્ઝા કહેવાય છે.

પ્રાસ: अब अबब, कक. આ પ્રયત્ન બંધનો વિસ્તૃત ઉપયોગ છંદોની મારી એક લાંબી સળંગકૃતિ 'સ્મરણાવિશેષ' માં પ્રથમ ૧૯૨૮ માં કર્યો હતો. મનહર છંદની આ રચનાનો કેટલોક ભાગ મેટ્રીકયુલેશન ૧૯૩૯ ના ગદ્યપદ્ય સંગ્રહમાં છપાયો હતો. કેટલીક પંક્તિઓમાં પંદર અને કેટલીકમાં સોળ શ્રુતિઓ હોવાથી હું એને સંપૂર્ણ સફળ પ્રયોગ ગણતો નથી.

**આનંદના અવસાન** ( પૃ. ૧૨૬) [સાહિત્ય]

આવરે-ઢાંકી દે. કલત્રાદયે-પત્ની વગેરે. (પ્રયોગ અશુદ્ધ છે)

**કેકારવના પુસ્તકને** (પૃ. ૧૨૬)

પહેલા શ્લોકની ૩જી લીટીની ૨જી પંક્તિના 'પ્રેમી' શબ્દના વિશેષણ તરીકે છે.

